# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીનિર્જલા એકાદશી વ્રત



### અનુક્રમણિકા



રાગ બિલાવલ :-

ધન ધન વદિ અષાઢ દુતીયા સુભ સંવત સોલસે ચોવીસ ગાઈ ।।

બ્યાહ હોત શ્રીવલ્લભલાલકૌ, દિન દ્વે ઘડી ચઢિ લગન ધરાઈ ।। ૧ ।।

ધન ધન પારવતીસી દૂલહની દૂલ્હે પાયૈ શ્રીવલ્લભ રાઈ ।।

મંગલ હોત સબનકે ઘર ઘર, વલ્લભદાસ પિય દૂલહનિ આઈ ।। ૨ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને સ્નાનયાત્રાની વધાઇ. યાત્રા જેમકે સ્નાનયાત્રા, રથયાત્રા જલયાત્રા, ડોલયાત્રા સર્વે નક્ષત્ર પ્રધાન છે. તેથી જે સમયે યાત્રાસુચક નક્ષત્ર બેસે ત્યારબાદ ઉત્સવ ઉજવ્વામાં આવે છે. સાથેજ **શ્રીસર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણના વિવાહોત્સવ (સં.૧૬૨૪)ની અનેકાનેક વધાઇ.** ગત વર્ષે આપણે શ્રીગોકુલેશ પાઠશાળાના વિશેષ અંકમાં શ્રીગોકુલેશ પ્રભુચરણના વિવાહોત્સવના વિશેષ અંકમાં સમગ્ર વિવાહોત્સવનું વર્ણન આપણે માણ્યું. અદ્‌ભૂત પ્રસંગની અલૌકિક ઝાંખી આપણે સર્વેએ માણી. ફરી આ ઉત્સવ પર એ અંકને અવલોકન કરી અને ફરી આપણે શ્રીપ્રભુના અલૌકિક વિવાહોત્સવને શબ્દરૂપે માણીએ.

શ્રીગોકુલનાથજીના ઘરમાં જે અનન્યભાવ છે, તે આજે પણ સ્પષ્ટ રીતે જોવા મળે છે. એવા અનન્યભાવના પ્રસંગ આપણને ૮૪ વૈષ્ણવોની વાર્તામાં પ્રસંગ આવે છે કે એક ડોકરી શ્રીમદનમોહનજીની સેવા કરે છે, એક દિવસ એ ડોકરીની ઘરે એક વૈષ્ણવ આવ્યા તેમને શ્રીબાલકૃષ્ણજીની સેવા કરે. આ વૈષ્ણવને શ્રીમદ્ ગોકુલ જઇ શ્રીમહાપ્રભુજીના દર્શન કરવા હતા. સાથે ઠંડીના દિવસો હતા, માર્ગ બિહામણૌ હતો. શ્રીપ્રભુને સાથે પધરાવીને જવું તે યોગ્ય ન હતું. તેથી આ વૈષ્ણવે ડોકરીને પોતાના શ્રીપ્રભુને માથે પધરાવી શ્રીમદ્ ગોકુલ માટે ગયા. ડોકરીએ આજ સુધી કેવળ પોતાનાજ શ્રીપ્રભુના દર્શન કર્યા છે, તેથી જ્યારે આ ડોકરી તેના ઘરે આવેલ વૈષ્ણવના શ્રીઠાકોરજીની ઝાંપીજી ખોલે છે, ત્યારે જુએ છે કે શ્રીઠાકોરજી (શ્રીબાલકૃષ્ણજી) ઠુઠીયું વાળીને બિરાજી રહ્યાં છે. ડોકરીને ભય લાગ્યું, કે શીતકાલનો સમય છે, શ્રીઠાકોરજીને ઠંડી લાગે છે, તેથી તે શ્રીબાલકૃષ્ણજીને પોતાના હાથે માલિશ કરવા લાગી. તેને લાગ્યું કે ઠંડીથી શ્રીઠાકોરજી ખૂબજ શ્રમ પામી રહ્યાં છે. શ્રીપ્રભુ આ ડોકરીનો ભાવ જોઇને શ્રીમદનમોહનજી સ્વરૂપ ધારણ કરી આ ડોકરીનો અનન્ય ભાવ સ્થીર કર્યો. આવો અનન્ય કે કેવળ પોતાનાજ શ્રીપ્રભુ શ્રીમદનમોહનજીનેજ શ્રીઠાકોરજી માને છે, અન્ય સ્વરૂપને ક્યારેય ભાળી નથી. આવી અનન્યતા આપણે સૌ સેવકોમાં હોવું જોઇએ.

એવો એક પ્રસંગ આપણા માર્ગમાં બન્યો. સ્વસેવ્યસ્વરૂપ શ્રીગોકુલચન્દ્રમાજીમાં સ્વરૂપાસક્ત શ્રીવલ્લભજી મહારાજ, આપનું પ્રાગટ્ય સં.૧૮૬૧ મહા સુદ ૧૪ના દિને થયું હતું. દ્વિતિય ગૃહના ગોસ્વામી શ્રીઘનશ્યામજી મહારાજના આપ પ્રથમ લાલ હતા. અને પુષ્ટિમાર્ગના પંચમગૃહે ગોદ પધાર્યા હતા. આપના લઘુભ્રાતા શ્રીલક્ષ્મણલાલજી (પ્રાગટ્ય સં. ૧૮૬૪ શ્રાવણ સુદ ૧૦) શ્રીચતુર્થગૃહે ગોદ પધાર્યા હતા.

પંચમગૃહના એક અતિ પ્રભાવશાલી અને પ્રતાપી આચાર્ય ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી (પ્રાગટ્ય સં. ૧૯૧૫) કે જેઓએ વૈષ્ણવ ધર્મ પતાકા નામક પુષ્ટિમાર્ગની પ્રથમ પત્રાચાર પત્રિકા પ્રકટ કરી હતી. શ્રીવલ્લભજી શ્રીદેવકીનન્દનાચાર્યજીના પિતામહ તથા આપણા શ્રીચતુર્થ-પંચમ પીઠાધીશ્વર ગોસ્વામી શ્રીવલ્લભાચાર્યજી મહારાજના પ્રપિતામહ હતા.





સ્વસેવ્યનિધિ સેવ્ય શ્રીગોકુલચન્દ્રમાજીમાં અનન્ય સ્વરૂપાસક્તિ ધરાવતા શ્રીવલ્લભજી મહારાજ તે સમયે જયપુરમાં બિરાજતા હતા. આપની સ્વરૂપાસક્તિ એવી વ્યસનદશાએ પહોંચી હતી કે ભૂતળ ઉપર શ્રીચંદબાવા સિવાય અન્ય કોઇ સ્વરૂપ બિરાજતા હશે એ વાતની આપશ્રીને વિસ્મૃતિ થઇ ગઇ હતી. એક વાર પરિવારજનએ શ્રીનાથદ્વારે પધારીને શ્રીનાથજીની સેવા કરવા આપને દ્દઢાગ્રહ કર્યો. આ સાંભળી આપના હૃદય પર કુઠારાઘાત થયો. શ્રીચંદબાવાની સેવા છૂટશે એમ વિચારતાં આપશ્રીના નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પરંતુ પરિવારજનોના આગ્રહને માન આપવા, અંતે આપે નિર્ધાર કર્યો કે માત્ર એકજ દિવસ માટે શ્રીનાથદ્વારા પધારીને શ્રીનાથજીની સેવા કરીને શીઘ્ર પરત આવવું. પ્રવાસ માટે જયપુરથી દશ દશ ગાઉના અંતરે વાયુગેતે ગતિ કરનાર અશ્વસવારી (ઘોડેસવારી) તૈયાર રાખવામાં આવી. શ્રીવલ્લભજી મહારાજ શ્રીચંદબાવાની શયન પર્યંતની સેવાથી પહોંચીને રાત્રી સમયે શ્રીનાથદ્વારા તરફ પ્રયાણ કર્યું. દશ દશ ગાઉના અંતરે અશ્વ બદલતા, વહેલી પરોઢે આપ શ્રીનાથદ્વારા પધાર્યા. તે સમયે બિરાજમાન તિલકાયતશ્રી શ્રીગિરિધારીજી મહારાજ (પ્રાગટ્ય સં. ૧૮૯૯ જેઠ સુદ ૧૩)ની આજ્ઞાનુસાર, શ્રીવલ્લભજી મહારાજ શ્રીનાથજીને મંગલા (જગાવવાની) સેવાથી શ્રૃંગાર પર્યંતની સેવામાં પહોચ્યાં. પરંતુ સ્વરૂપાસક્ત ચિત્ત તો શ્રીચંદબાવાની સેવામાં જ હતું. શ્રીનાથજીના સ્વરૂપને આપ શ્રીચંદબાવાનું સ્વરૂપ સમજી રહ્યાં હતા. નખશિખ સંપૂર્ણ શ્રૃંગાર ધરાવ્યા પછી શ્રીવલ્લભજી મહારાજ શ્રીનાથજીના શ્રીહસ્તમાં વેણુજી ધરાવવા લાગ્યાં. પરંતુ શ્રીનાથજીનો એક શ્રીહસ્ત ઊર્ધ્વ અને બીજો શ્રીહસ્ત કટિ પર આપ વેણુજી ધરાવી ન શક્યાં ત્યારે શ્રીવલ્લભજી મહારાજને અત્યંત તાપ થયો અને નેત્રોમાંથી અશ્રુધારા વહેંવા લાગી. શ્રીનાથજીના શ્રીચરણારવિંદ ભિંજાઇ ગયા. અંતે શ્રીનાથજી શ્રીવલ્લભજી મહારાજનું વિરહદુઃખ સહન ન કરી શક્યા અને શ્રીચંદબાવાનું શ્રીલલિતત્રિભંગી સ્વરૂપ ધારણ કરી પોતાના બન્ને શ્રીહસ્તમાં શ્રીવલ્લભજી મહારાજની આવી અનન્ય સ્વરૂપાસક્તિ અને વ્યસન દશા જોઇ તિલકાયતશ્રીએ તત્કાલ આપશ્રીને જયપુર પાછા પધારવાની વ્યવસ્થા કરી અને શ્રીવલ્લભજી મહારાજ પુનઃ સ્વસેવ્યસ્વરૂપની સેવામાં સંલગ્ય થયા. કેવી અનન્ય ભક્તિ, અનન્ય સ્વરૂપાસક્તિ.

પણ આજે આપણે પોતાના સેવ્યને છોડીને અન્ય સ્વરૂપો પાછળ ભાગી રહ્યાં છીએ. શ્રીનાથજી બાવાના શ્રીચરણસ્પર્શ કરવા છે, તમે શ્રીનાથજીનું અપમાન કર્યું છે, તેથી જો લેખીત ક્ષમાયાચના ન કરો, ત્યાં સુધી તમને શ્રીનાથજી બાવાના શ્રીચરણસ્પર્શ નહીં કરી શકો. આવું સાંભળીને ભલા માણસો - ઢીલા પોંચા માણસો ગભરાઇ જાય છે. અને પછી પોતાના સેવ્ય સ્વરૂપના શ્રીચરણસ્પર્શ છોડીને પછી અન્યત્ર દર્શન-સ્પર્શન કરવા ક્ષમાપન પત્ર લખી દઈએ છીએ. પોતાના પ્રભુ પ્રત્યે આપણે કેટલો અન્યાય કરી રહ્યાં છીએ. આવી છે આપણી અનન્યતા. કોઇ એમ પણ કહે છે કે છપ્પન ભોગ તો પુષ્ટિમાર્ગનો મોટો ઉત્સવ કહેવાય. તો ભલા માણસ! જો છપ્પન ભોગ મોટો ઉત્સવ હોય તો પછી પોતાના સેવ્ય પ્રભુને આપણે કેમ નથી કરાવતાં? જરા આનો વિચાર કરવોં જોઇએ. એક પ્રશ્નોત્તર આપણે સમજીએ.





પ્રશ્ન :- છપ્પન ભોગના મનોરથ વિશે કંઇક સમજવું છે ?

ઉત્તર :- એમ સામાન્ય વાત આપણે સૌ સમજીએ.

धनं सर्वात्मा त्याज्यं तत्यक्तुं शक्यते ।

कृष्णार्थे तत्युंजीत कृष्णोर्थस्य वारकः ॥

જે અર્થ એટલે કે જે ધન ભગવદ્ સેવામાં ઉપયોગમાં આવે તે ધન અનર્થકારી હોઇ શક્તુ નથી. અને જે ધનનો ભગવદ્સેવામાં વિનિયોગ થતો નથી, તે ધન અનર્થ છે, અર્થ નથી. આ શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાંત છે. આજે આપણા માર્ગની સ્થિતિ જુદા પ્રકારની થઇ ગઇ છે. એક લેખ-પ્રસંગ સમજો જે સામગ્રી-પ્રદર્શન-ઉત્સવમાં હતો. સામગ્રી-પ્રદર્શન-ઉત્સવનો વિષય એ હતો -

એક ગામની હવેલીમાં છપ્પનભોગ થતો હતો. તેથી બાજુના ગામવાળાને ચિંતા કરતા હતા કે બાજુના ગામમાં છપ્પનભોગ થઇ ગયો અને આપણા ગામમાં કેમ ન થયો ! તેથી એક કમિટિ બનાવવામાં આવી. છપ્પન ભોગ ધરવાને માટે એક કમિટિએ ફંડ-ફાળો એકઠું કર્યું. કમિટિના જે બધા અધિકારીઓ હતા તે કોઇ જથ્થાબંધ માલ વેચે છે, કોઇ છૂટક માલ વેચે છે, તો જે એજન્ટો છે, તેનું છૂટક માલ વેચવાવાળા ઉપર કંઇક દબાણ રહે છે, તેમજ પરચુરણ માલ વેચનાર ઉપર જથ્થાબંધ માલ વેચવાવાળાનું કંઇક દબાણ રહે છે. તો દબાણને લીધે ફાળો વસુલ કરાય છે. તેમાં બિચારા કોઇ જૈન હોય છે જે શ્રીકૃષ્ણસેવાના પ્રકારને સ્વીકારતા નથી, માનતા જ નથી. કારણકે તેઓ પરચુરાણ વિક્રેતા છે તેથી તેમને જથ્થાબંધ વેચવાવાળાઓને કંઇક ને કંઇક આપવું પડે છે. પછી સામગ્રી પ્રદર્શન મહોત્સવના દર્શન ખુલે છે. ત્યારે શ્રીમહાપ્રભુજી દર્શન કરવા પધારે છે, અને પૂછે છે - *આ બધું શું થઇ રહ્યું છે ?* મુખિયાજી કહે છે કે - *છપ્પનભોગ થઇ રહ્યો છે.* શ્રીમહાપ્રભુજીને બહુ આશ્ચર્ય થયું. શ્રીમહાપ્રભુજી કહે છે - *આ યુગમાં છપ્પન ભોગ કોણ કરે છે ?* મુખિયાજી કહે છે કે - *કરે કોણ ? કમિટિ કરે છે !* શ્રીમહાપ્રભુજીને વધું આશ્ચર્ય થયું. - *અચ્છા કમિટિ કરે છે તો જવાબ મળ્યો કમિટિ તો ફંડ એકઠુ કરે છે !* છપ્પન ભોગ કરવાવાળા તો ગામના બધા લોકો છે. શ્રીમહાપ્રભુજીએ કહ્યું :- *કમિટિને શું પડી છે કે આવી રીતે ગામના નાણાંથી છપ્પનભોગ કરે ?* તેઓએ કહ્યું :- *કેમ નથી પડી ? બાજુના ગામમાં જ્યારે છપ્પનભોગ થયો છે તો આ ગામમાં કેમ નહીં ?* શ્રીમહાપ્રભુજી કહે છે - *હું હવે બધી વાત સમજી ગયો; પણ એ તો બતાવે કે આ સંપ્રદાય કયો છે ?* ત્યારે તેઓએ કહ્યું - *આ વલ્લભ સંપ્રદાય છે.* શ્રીમહાપ્રભુજીને ભારે નવાઇ લાગી - *મારા સંપ્રદાયમાં તો આ બધી વાતો આવતી નથી !* ત્યારે અધિકારીજી કહે - *તમે નવા-નવા આવ્યા લાગો છો ! પહેલાં સમજો, મહારાજશ્રી પાસે ઉપર જઈને કે વલ્લભ સંપ્રદાયના સિદ્ધાંત શા છે. અમારે ત્યાં પહેલાંથી આવું જ ચાલી આવી રહ્યું છે !.* શ્રીમહાપ્રભુજી કહે છે *ચાલો, હવે ત્યારે અહીંથી ભાગી જવું ! સારું છે !.*

એટલે સ્થિતિ એવી છે કે આકાર-પ્રકારના આપણે વિરોધી નથી, પણ આપણે એક વાત સમજવી જરૂરી બની જાય છે કે આ સર્વ મનોરથો સેવાનું અંગ જ છે. એનાથી આપણી સેવાની શોભા છે. પણ આ પરંતુ આવી ચઢસા-ચઢસી

માટે સેવા નથી. આપણે આપણા ઘરમાં આપણા શ્રીઠાકોરજીની આપણા તનથી, આપણાજ ધનથી અને મનથી સેવા કરીએ, ગામમાંથી સેવાને માટે માંગીએ નહીં કે તેનું પ્રદર્શન કરીએ નહીં. આ સેવાનો મુખ્ય પ્રકાર છે. અને અસમર્પિત વસ્તુનો ત્યાગ કરીએ.

આપણે પણ હવે આ પ્રમાણે જો વર્તતા હોય તો ધ્યાનમાં લઈએ કે શ્રીમહાપ્રભુજી શું આજ્ઞા કરે છે? શ્રીમહાપ્રભુજીની યથાર્થ વાણી સાથે આપણે આપણા જીવનમાં ઉતારીએ. હવે ચાલો આપણે આપણા પ્રાણપ્યારા શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલનાથજીના વિવાહ ઉત્સવની વધાઈ ગાઈએ. અને આવનાર ઉત્સવને વધાવીએ.

રાગ બિલાવલ :- મંગલ માસ અષાઢ ગ્રીષ્મ ઋતુ વદિ દુતિયા ગુરુવાર, સુધન્ય ધન્ય ।

સંવત સોલસે ચોબીસ મહા સુભ ઉદિયાત્ ધરી દિન ।। ૧ ।।

દૂલહ નવલ લાલ શ્રીરુક્મિની સુત, દૂલહની પારવતી અતિ ગોરી ।।

રૂપ રાસી રસ સસિ સુભગ દોઉ, બની અચલ સુહાગકી જોરી ।। ૨ ।।

અતિ ઉત્સાહ ભયે જુવતિન મન, નિરખિ બ્યાહ નાહ સુખ પાયૌ ।।

વલ્લભસોં હંસિ હંસિ મિલી નેનન, રસિક વચન રસ રંગ મચાયો ।। ૩ ।।

राग काफी :- वल्लभ बना व्याहन आयो री ।।

जरतारी वागो चीर पटको सीस सेहरो धरायो री ।। १ ।।

भऐ असवार घोड़े पर रसिकवर सबको हीयो सिरायो री ।।

बाजे बाजत छूटक आतसबाजी दीयो उजास छीन छायो री ।। २ ।।

गावत गीत कंचनी नाचत थेई थेई सन्मुख आयो री ।।

होत कुलाहल भांति भांतिको लागत परम सोहायो री ।। ३ ।।

माथे छत्र चमर चहूंदिस दीसे ढ़रे भक्तन लाड़ लड़ायोरी ।।

मनि मानिक नोच्छावरि करिके अनगन धन जु लुटायोरी ।। ४ ।।

आसीस देत सबे नरनारी मांगल्य चारु बनायो री ।।

प्रभु कल्याण दूलहनी पारवती दूलहो वल्लभराय पायो री ।। ५ ।।

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઈ કડકીયા (યુ.એસ.એ)





II શ્રીગોકુલેશો જયતિ II

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ જેઠ સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ જેઠ વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

જુન ૩ ૨૦૦૯ થી જુન ૧૮ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-જેઠ સુદ | બુધ | જુન - ૩ | **શ્રીનિર્જલા એકાદશી વ્રત** |
| ૧૨ | ગુરુ | ૪ | |
| ૧૩ | શુક્ર | ૫ | |
| ૧૪ | શનિ | ૬ | |
| ૧૫ | રવિ | ૭ | **શ્રીપ્રભુના અભિષેક માટે જળ ભરવું તથા અધિવાસન કરવું.** |
| ૧-જેઠ વદ | સોમ | ૮ | **જ્યેષ્ઠાભિષેક સ્નાનયાત્રા. શ્રીચતુર્થપીઠાંતર્ગત શ્રીઆચાર્યગૃહરૂપ શ્રીગોકુલનાથજીના મંદિરમાં અભિષેકના સમયે શ્રીપુરાણી સંકલ્પ કરાવે તથા સુવર્ણઘર્માનુવાક્ અને પુરુષસુક્તનો પાઠ કરો.** |
| ૨ | મંગલ | ૯ | **ચતુર્થ શ્રીવિઠ્ઠલરાજકુમાર આદ્યચતુર્થપીઠાધીશ્વર શ્રીમદ્‌ગોકુલનાથ પ્રભુચરણનો વિવાહોત્સવ (સં. ૧૬૨૪)** |
| ૩ | બુધ | ૧૦ | |
| ૩ | ગુરુ | ૧૧ | |
| ૪ | શુક્ર | ૧૨ | |
| ૫ | શનિ | ૧૩ | **બડી પઠૌની એવં વિવાહોત્સવ પછી ગૃહ પ્રવેશ.** |
| ૬ | રવિ | ૧૪ | |
| ૭ | સોમ | ૧૫ | |
| ૮ | મંગલ | ૧૬ | |
| ૯ | બુધ | ૧૭ | |
| ૧૦ | ગુરુ | ૧૮ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**એ જ નિવાસ યોગ્ય છે કે જેમાં બીજા વિષય વિના ભગવાનની કથાથી જ (સમય) જાય છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૪-૨૭)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા - ૨૦

# પ્રશ્નોત્તર - ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**પ્રશ્ન :-** ***ગુરુદેવ! અન્ય ઘરના બાલકો છાપાંમાં જાહેરાત આપી નામ-નિવેદન કરાવે છે, શ્રીઠાકોરજી પધરાવી આપવા - આવું કરે છે. જ્યારે અમે તો આપના શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થ દ્વારના સેવકો છીએ, છતાં આપશ્રીનું અમારા ઘરે પધારવું, ગામમાં પધરામણી, નામ-નિવેદન કરાવવું, શ્રીઠાકોરજી પુષ્ટ કરી આપવા વગેરે કેમ કરી આપવા નથી? શા માટે વિલંબ કરો છો? આપ કૃપા કરી સમાધાન કરશો!***

**શ્રીગુરુદેવ** :- માનવસમૂહનો ઈતિહાસ, તો એની સામાન્ય રૂપરેખામાં આપની સ્મૃતિમાં હશે જ એવું માનું છું, છતાંય આપને ધ્યાન અપાવું કે આદિમ ધંધા-વ્યવસાયની ગણના કરવા બેસીએ તો તે ધંધામાં વેશ્યાવૃત્તિને પણ ગણવો પડશે! છતાંય એક સત્યને તો આદિક કાળથી માંડીને આધુનિક સમાજના કોઈપણ વિવેકી વ્યક્તિ સ્વીકારવામાં સંદેહ નહીં રાખે કે એક નગરવધૂ અને કુલવધૂની જીવનપદ્ધતિમાં ગ્રહણથી ગ્રસિત સૂર્ય અને પ્રચંડ સૂર્ય જેટલું અંતર હોય છે. જ્યારે ગ્રહણનો સ્પર્શ થાય ત્યારે તે ગ્રહણના સ્પર્શ દરમ્યાન સૂર્ય આકાશમાં અસંખ્ય યોજનો દૂર હોવા છતાં પણ ભૂમિ પર અશુદ્ધિનું વાતાવરણ સર્જાઈ જાય છે અને તે સમયની અશુદ્ધિ દૂર કરવા માટે ગ્રહણના મોક્ષ પછી પહેરેલા કપડે સ્નાન કરવું પડે છે. જ્યારે નિત્ય થતા નિર્મણ સૂર્યોદયના સ્પર્શ માત્રથી આ સંપૂરૂણ જગત શુદ્ધ-પવિત્ર અને પ્રકાશમય બની જાય છે. નગરવધૂના ધંધાનો આધાર વધુમાં વધું પ્રદર્શન અને સાર્વજનિક બનવામાં જ હોય છે, જ્યારે કુલવધૂમાં માથે ઓઢી, ઘર આંગણે કુલોચિત પરંપરાનું નિર્વાહ કરી નૈતિક જીવનનિર્વાહની જવનિકા (પડદા) પાછળ રહેવામાં જ છે. આપની વાત ખૂબ સાચી છે કે મનુષ્યનું સ્વાભાવિક આકર્ષણ નગરવધૂના ચેનચાળાથી થાય, પરંતુ એક સ્વૈરા (સ્વચ્છંદી આચરણ કરવાવાળી સ્ત્રી)નું વ્યવસાયિક આચરણ-નૈતિકતા, આદર્શતા અને કુલીનતાના પાયાને ઘડી શક્તુ નથી. ખોટું લગાડ્યા વગર મારા આશયને સમજવાનો પ્રયત્ન કરશો તો આપને પણ ધ્યાન આવશે કે પ્રચારની પદ્ધતિથી પ્રદર્શિત કરેલી સ્ટંટબાજીથી નથી રચાતો મનુષ્યના નૈતિક નિર્માણના સંસ્કાર કે નથી નંખાતો સાચા વિચારનો પાયો. હું આપને એક પ્રશ્ન પૂછવા માંગું છું - *જેનો ઉત્તર મેળવવાની તો મને અપેક્ષા નથી, પણ અંતઃકરણમાં આપ સર્વે એનો*





*વિચાર કરશો એવી અપેક્ષા રાખું છું. આપ જે છાપું પ્રતિદિવસ વાંચો છો, તેમાં આવેલા સમાચાર અને જાહેરખબરો આપના પોતાના વિચાર અને સ્મૃતિમાં કેટલા સમય સુધી સ્થાયી ટકે છે! સવારે ઉઠીએ, અને છાપું હાથમાં ન આવે તો કમી (ઉણપ) હોવાનું અનુભવાતું હોય છે, પરંતુ તેમાં છાપેલા વૃત્ત (સમાચાર) સંધ્યાના સૂરજની સાથે અસ્ત થઈ જતા હોય છે.* તેથી એક વાતને સ્મરણમાં રાખજો કે પોતાના ઈન્દ્રિયતર્પણના કારણે લાભ-પૂજાના હેતુથી કરાયેલાં પ્રચાર-પ્રસારનાં કર્તવ્યો આધુનિક જાદુગરોના ત્રણ કલાકના જાદુઈ ખેલની જેમ ઓડીટોરીયમમાં જ પરિસમાપ્ત થઈ જાય છે. આપની કે સમાજની દૃષ્ટિએ જો આધુનિક પ્રકારના પ્રચાર-પ્રસારને ઠોસ નિર્માણ અને પૂર્ણવિકાસનો મેરુદંડ ગણીએ તો શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીનો આ માર્ગ વિસ્મૃતિની ખીણમાં ક્યારનોય સમાધિ પામી ચૂક્યો હોત !! સત્યને જોતાં, પરંતુ, આપને જણાશે કે પુષ્ટિમાર્ગની શરણાગતિ અને ભક્તિ નિષ્ઠાનો દૈદીપ્ય મસાલો આજે પણ દૈવી જીવોના અંતઃકરણને પ્રકાશથી પરિપૂરિત કરી રહ્યોં છે. તે મસાલો આધુનિક, હલકા સ્તરના પ્રચાર-પ્રસારના અને પ્રદર્શનના લાભ-પૂજાના ઘી-તેલથી નહિં, પરંતુ સજ્જનોના હૃદયની સ્નેહ પરિપુરિત ઝંખના સ્નિગ્ધતાથી બળી રહ્યો છે.

**હમારી ઔર ઉનકી વઝ્મ મેં ડગર હે તો ફર્ક ઇતના**

**વહાઁ ચરાગ યહાઁ દિલ જલાયે જાતે હે.**

કોઈપણ નિત્ય પદાર્થ તાત્કાલિક દેશ, કાળ, પરિસ્થિતિના અનિત્ય, વામણા સાધનો પર આધાર રાખતો નથી. જો એવું બન્યું હોત તો- આજના ભારતવર્ષના પથપ્રદર્શક-પશ્ચિમી જગતમાં જ્યારે ધર્મદર્શન, શિસ્તપૂર્ણ વ્યવહાર, સત્ય અને નીતિને દેવાળિયા ઘોષિત કરવામાં આવ્યા ત્યારે તો- ભારતવર્ષમાં આ તમામ વસ્તુઓની *પથારી ફરી ગઈ હોત*. પરંતુ હું આપ કે અન્ય કોઈપણ જોઈ શકે છે કે ધર્મપ્રાણ ભારતમાં વાતાવરણ ખૂબજ ધૂંધવાયેલું છે- પરંતુ હજી આ દેશ ઉપર્યુક્ત બાબતમાં નિર્મૂળ થયો નથી. પશ્ચિમી જગતની ભાષણબાજી-પ્રચારબાજી-પ્રદર્શનબાજી તથા વ્યવસાયિકતા અને વિસ્તારવાદના નવા નવા કીમિયાઓ શીખી જો આપણને એવું લાગતું હોય કે એનાથી ધર્મ અને ધાર્મિકતા ટકશે અને વધશે તો આપ આસ્વસ્થ રહેશો કે આ બધું આપણને લક્ષ્ય તરફ નહીં પરંતુ લક્ષ્યથી વિપરીત દીશામાં લઈ જશે. ૨૦-૨૫ વર્ષ પહેલાં હિન્દી સાહિત્યના એક વરિષ્ઠ કવિ શ્રીવીરેન્દ્ર મિશ્રની એક કવિતાની પહેલી પંક્તિ અત્યારે મને યાદ આવી રહી છે-

**પાલખી ઉલટી દિશાકો જા રહી હે, મેં કહારોંકો બદલના ચાહતા હું.**





ભારતની સ્વતંત્રતા પછી ભારતના દિવ્ય ઉદયના સ્વર્ણિમ સ્વપ્નો ૪૦ વર્ષ પૂર્વે દરેક નાગરિકના માનસમાં નૃત્ય કરતાં હતાં, પરંતુ તે નર્તન કરનારા સ્વપ્નોનો જ્યારે અંગભંગ થવા લાગ્યો- તે વેદના કવિના આર્તનાદ બની પોકારીને કહી રહ્યો છે કે- મેં કહારોંકો બદલના ચાહતા હું. કેમકે દેશના સૌભાગ્યના નિર્માણકર્તાઓ જ્યારે દુર્ભાગ્યની ઈંટો અનૈતિકતાની સિમેન્ટથી બેસાડશે તો તે નિર્માણ સ્વપ્નમાં રહેલા સ્વર્ણભવનનું નહીં, પરંતુ વિનાશના ખંડેરનું થશે. *પુષ્ટિમાર્ગનો સાચો વિકાસ મંદિર-હવેલીઓના નિર્માણ, સેવા-પ્રદર્શન, સ્વરૂપ અને નામરૂપ કથાના વિક્રય, નામ-નિવેદન અને બ્રહ્મસંબંધનો ધંધો રાજનૈતિક પક્ષોમાં સભ્યોની ભરતીની જેમ તથાકથિત વૈષ્ણવોની ભરતી માટે થતો તેનો ઉપયોગ, ભાગવતના માધ્યમથી સફળ વાણિજ્યનું આયોજન, લોટી-લોટા-પવાલી-કોઠી-કોઠા મહોત્સવો કરી થુંકીને ચાટવા જેવા સન્માન-સમારહો, સહેલાણીઓની જેમ પ્રચાર-પ્રસારના નામે વિદેશ યાત્રાઓ, સામગ્રી-પ્રદર્શન ઉત્સવો આયોજીત કરી રસોયા-મહારાજોના ધંધાકીય આયોજનો અને બૂફેની જેમ પ્રસાદ વિતરણના ગીધ-સમારોહથી પુષ્ટિમાર્ગનું કેટલું હિત આપ જોઇ રહ્યાં છો?* પુષ્ટિમાર્ગનો સાચો શ્રેય તો ***શ્રીવલ્લભ નખચન્દ્ર છટા બીજ સબ જગમાંઝ અંધેરો***, ના નિયમાનુસાર શ્રીમહાપ્રભુજીના શ્રીચરણારવિંદના આશ્રયથી, શ્રીમહાપ્રભુજીના વચનની આસ્થાથી અને આપશ્રીના દિવ્ય ભક્તોએ શીખવેલી જીવન મર્યાદાના આચરણથી જ થશે.

**શ્રીવલ્લભ પદ કમલરજ અરુ વાણીકો રંગ,**

**ધર્મ આપનો શીખિવે તજ સબ સાધન સંગ.**

શ્રીમહાપ્રભુજીની વાણીના નિયમિત પઠન-પાઠન-અભ્યાસથી, તેના વિચારથી અને આચારથી જ પુષ્ટિપ્રસાદને સુદઢ બનાવી શકાય છે. શ્રીમહાપ્રભુજીનો માર્ગ શ્રીમહાપ્રભુજીની કૃપા અને વાણીના આધારે જ ટકી રહ્યો છે- નહીં કે અન્યની અપેક્ષાએ.

અકબર ઈલાહાબાદી નામના શાયરનો એક મજેદાર શેર અત્યારે યાદ આવી જાય છે :-

**હમ ઉન સારી કિતાબોંકો કાબિલે જબ્તી સમજતે હૈ,**

**કે જીન્હેં પઢકર લોગ અપને બાપકો હબ્તી સમજતે હૈ.**

સમજ્યાંને! જે આધુનિક વિદ્યા (?)ને ભણીને લોકો પોતાના જન્મદાતાને બેવકુફ સમજતા હોય ત્યાં તકલીફ જન્મદાતામાં નથી, પરંતુ આપણા આધુનિક વિદ્યા (?) અભ્યાસમાં છે. આપણને જગત દેખાપનારો પિતા જ હોય છે. જો બાપ જ Out of Date હોય તો આપણે કઇ Dateમાં ગણાઇશું! આપણા ત્યાં ગોવર્ધનપૂજાના પ્રસંગમાં એક પદ આવે છે :-





## બડરન કૌ આગૈ દે ગિરધર,

## શ્રીગોવર્ધન પૂજન આવત.

જે ગિરધરને આપણે પ્રાપ્ત કરવા ઈચ્છીએ છીએ, તે જ ગિરધર આપણને શીખવે છે કે મોટાઓ-વડીલોના માર્ગે જે આપણે ચાલવું જોઈએ. આપણા શાસ્ત્રો કહે છેઃ-

**મહાજનો યેન ગતઃ સ પન્થાઃ**

તેથી આપણી સાચી સુખ-સ્વાસ્થ્ય-સમૃદ્ધિ-પ્રગતિ અને તેની સ્થીરતા, આપણું સાચું શ્રેય આપણા પૂર્વ પુરુષોએ (પૂર્વાચાર્યો, મૂલ આચાર્યો) બતાવેલા માર્ગથી જ સિદ્ધ થશે. આધુનિક ઉપાયો-ઉપકરણોથી નહીં.

*નોંધ :- શ્રીગુરુદેવના આ વચનથી સ્પષ્ટ રીતે સમજાય છે કે આજે આપણા શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થદ્વારમાં જે જીવના ઉત્કર્ષ માટે વ્યવસ્થા છે, તે એક પ્રાચિન વ્યવસ્થાને આધિન છે, અને તે શરણાગત જીવો માટે શ્રેયસ્ત છે. આથી જો આપણને જે પ્રશ્ન થયો કે આપણે છાપામાં છપાવીને નામ-નિવેદન કરવું, વગેરે, તે સર્વ નિરર્થક છે. સત્ય તો આપણા માર્ગમાં આજે પણ જે અવિચ્છિન્નરૂપે જે વ્યવસ્થા ચાલી આવી છે, તેજ છે, અન્ય નહીં. આપણા આ શ્રીચતુર્થ દ્વારનું શ્રીગુરુદેવે ક્યારેય પણ વ્યાપારીકરણ કર્યું નથી. ચરણ-શરણાગત સેવક-વૈષ્ણવના ઉત્કર્ષ અને તેની માર્ગમા અભિરૂચી તે માર્ગના મૂલ્યો આધારિત સદાય રહે એજ શ્રીગુરુદેવની હૃદયની વાણી આપણે આ ઉપરોક્ત કથનમાં વ્યક્ત થાય છે. આપણે આવા અલૌકિક શ્રીવાલ્લભ સિદ્ધાંત-નિષ્ઠ શ્રીચતુર્થદ્વારના સેવકો છીએ અને એવા શ્રીગુરુદેવની છત્રછાયામાં આપણે સુરક્ષીત છીએ, પણ જોઇએ કે આપણે પણ શ્રીગુરુદેવના વચનો દ્વારા શ્રીમહાપ્રભુજીની વાણીનો યથાર્થ બોધ પ્રાપ્ત કરીએ અને આવી જે લોક-ભ્રામક પ્રદર્શનો, વ્યવસાયિક મનોરથો, વગેરેને સદાય માટે તિલાંજલી આપી માર્ગના યોગ્ય બોધને આપણે ગ્રહણ કરીએ. આજના આ કથનમાં શ્રીગુરુદેવના વચનોનું એજ ગાંભિર્યતા જોવા મળે છે. આજે આપણે ઠેર-ઠેર જાહેર માર્ગો પર પુષ્ટિમાર્ગના ધતિંગ જોઇએ છીએ, પણ શું એવું કરવાથી શ્રીમહાપ્રભુજીના માર્ગમાં સ્થાન પ્રાપ્ત થશે ખરું? એટલેજ શ્રીગુરુદેવે એક કવિની પંક્તિને આધારે વર્તમાન પુષ્ટિમાર્ગનું સિમાંકન પ્રકટ કર્યું છે કે પાલખી ઉલટી દિશાકો જા રહી હૈ, મૈં કહારોંકો બદલના ચાહતા હૂં. તેથી અન્ય ઘરોમાં આપણા દ્વાર જેવી અનન્યતા ક્યાંય જોવા નથી મળતી. અને ક્યારેય જોવા પણ નહીં મળે. શ્રીમહાપ્રભુજીની વાણીમાં સદાય વિશ્વાસ રાખવું અને શક્ય હોય તેટલું આપણે જીવનાચરણમાં મૂકીએ. અસ્તુ.*

શ્રીગુરુચરણના વચનામૃત પ્રશ્નોત્તરીમાંથી સાભાર

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

## આત્મનિવેદન - ૨

..ગતાંકથી આગળ

<u>ગુરુદેવ</u> :- પરબ્રહ્મ પરમાત્મા જ્યારે આ દશ્યમાન પ્રપંચરૂપ થાય છે ત્યારે નીચેના શ્લોકમાં દર્શાવેલ પોતાની દ્વાદશ (બાર) શક્તિઓના આવિર્ભાવ જગતમાં કરે છે.

**શ્રિયા પુષ્ટયા ગિરા કાન્ત્યા કીર્ત્યા તુષ્ટ્યલયોર્જયા ।**
**વિદ્યયાડવિદ્યયા શક્ત્યા માયયા ચ નિષેવિતમ્ ।।**

(શ્રીમદ્ ભાગવત ૧૦.૩૪.૫૫)

શ્રી, પુષ્ટિ, વાણી, કાન્તિ, કીર્તિ, તુષ્ટિ, ઇલા, સર્વસામર્થ્યરૂપ ઉર્જા, વિદ્યા, અવિદ્યા, શક્તિ (સર્વપ્રધાનભૂત ઇચ્છાશક્તિ) અને માયા આ બાર શક્તિથી નિષેવાયેલું બ્રહ્મ છે, આમાં અવિદ્યા પણ એક શક્તિ કહેલી છે. તે ભગવત્કૃત છે. તેનો નાશ તો જ્યારે ભગવાન્ પોતે કરે ત્યારે જ થઇ શકે, બીજા કોઇ પ્રકારે થઇ શકે નહીં. બીજી અવિદ્યા જીવે કરેલી છે કે જે અવિદ્યાનું કાર્ય અહંતા તથા મમતા છે; દેહાદિકમાં અહંતા, અને દેહાદિના સંબંધી સ્ત્રીપુત્રાદિમાં મમતા દઢ બંધાઇ જવાથી જીવને બંધ થાય છે, તે અહંતા-મમતા જ્યારે છૂટે ત્યારે મોક્ષ થાય. પણ દેહ રહે ત્યાં સૂધી તે અહંતા-મમતાનું નિઃશેષ છુટવું ઘણું જ કઠિન છે, એમ પહેલાં બતાવ્યું છે. તેથી જ ભક્તિમાર્ગમાં આત્મનિવેદન દ્વારા અહંતા-મમતાનું પરિવર્તન કરાય છે. એટલે કે પોતાના અજ્ઞાનથી અનુક્રમે દેહ તથા જગતના વૈષયિક પદાર્થમાં માની રાખેલી અહંતા તથા મમતાનું પરિવર્તન કરી તે અહંતા-મમતાને ભગવાનમાં લગાડવી. અને *હું આ સ્થૂલ-સૂક્ષ્મ દેહાદિરૂપ નથી, પણ પરબ્રહ્મનો અંશ છું,* આ પ્રકારે નિશ્ચય કરવો તે અહંતાનું પરિવર્તન છે. અને દેહાદિકના સંબંધી સ્ત્રી, પુત્ર, ધન અને રાજ્યાદિકમાં પોતાના અજ્ઞાનથી માની રાખેલી મમતાનું પરિવર્તન કરી એમ સમજવું કે *આ બધું જગત ભગવાને સ્વ-ક્રીડાર્થ બનાવેલું છે, તેથી ભગવાનનું હોવાથી મેં મારા માની રાખેલાં આ સ્ત્રી, પુત્ર, ધન, રાજ્યાદિ પણ મારા નથી પણ ભગવાનનાં જ છે, મારા તો એક ભગવાન જ છે.* એ પ્રકારે નિશ્ચય કરવો તે મમતાનું પરિવર્તન છે. અહંતા તથા મમતાનું આવું પરિવર્તન અભ્યાસથી બની શકે છે. દૃષ્ટાંત તરીકે ગંગા નદીના મોટા પ્રવાહને તદ્દન બંધ કરવો હોય તો થઇ શકે નહિં, પણ તેને આડો બંધ બાંધીને બીજી તરફ લઇ જવો હોય તો પ્રયાસથી લઇ જઇ શકાય છે. તે જ પ્રમાણે પોતાના અજ્ઞાનથી જીવે દેહ-ગેહાદિ વૈષયિક પદાર્થોમાં અહંતા-મમતા માની રાખેલી છે, તેનું આત્મનિવેદન દ્વારા પરિવર્તન કરી





ભગવાનમાં લગાડવાથી દેહ-ગેહાદિમાં ભગવદીયપણાનો-આ ભગવાનના છે, એવા ભાવનો-નિશ્ચય કરી શકાય છે. જેમ કેવલા-દ્વૈતવાદમાં જીવોનો બંધ કરનારી જ અહંતા *અહં બ્રહ્માસ્મિ* એ અનુસંધાનમાં પણ રહે છે, છતાં તે અહંતા દેહાદિમાંથી છૂટી બ્રહ્મમાં લાગેલી હોવાથી મોક્ષને સિદ્ધ કરનારી થાય છે. તેથી ઉપનિષદોમાં અહંગ્રહની ઉપાસના કહેલી છે. તેવી જ રીતે અહંતા તથા મમતાને આત્મ-નિવેદન દ્વારા દેહ-ગેહાદિમાંથી છોડાવી ભગવાનમાં લગાડવાથી મોક્ષને સિદ્ધ કરી શકે છે.

જે પદાર્થમાં જે ગુણ હોય તેનું પરિવર્તન કરવાથી તે પદાર્થમાં બીજો ગુણ લાવી શકાય છે. જેમકે સોમલ મહાવિષ છે પરંતુ ઉત્તમ વૈદ્યો પોતાની વિદ્યાના પ્રભાવથી સોમલને જુદાં જુદાં દ્રવ્યોની ભાવના આપી દાહાદિક ક્રિયા કરી તેનામાં રહેલા પ્રાણત્યાજક ગુણને હઠાવી જીવિતની વૃદ્ધિ કરે તેવો ગુણ તેમાં પ્રાપ્ત કરી આપે છે. એટલે કે સોમલમાં એવો સહજ ગુણ રહેલો છે કે તે પેટમાં જતાં જ રુધિર સાથે મળીને સર્વાંગમાં વ્યાપ્ત થઇ જાય છે તે ગુણ તેનો આબાદ રહેવાથી તેને દ્રવ્યોની ભાવના આપીને જીવિતને વૃદ્ધિ કરનાર ગુણ જે વૈદ્યે કરેલો છે એ પણ ગુણ સોમલ પેટમાં જતાં જ રુધિરમાં મળી સમગ્ર શરીરમાં વ્યાપ્ત થઇ શરીરને તરત આરોગ્યવાળું કરી આપે છે. તેવી જ રીતે જે અહંતા-મમતા વૈષયિક પદાર્થોમાં લાગેલી હોવાથી વિષની માફક દુઃખ આપી અંતે બંધ કરનારી છે, તેને આત્મનિવેદન દ્વારા પરિવર્તન કરી ભગવાનમાં લગાડવાથી તે જ અહંતા-મમતા સુખ પ્રદાન કરનારી થઇને અંતે મોક્ષ દેનારી થાય છે. વળી, જેમ સોમલમાં જીવિતને હરવારૂપ દોષનિવૃત્તિ કરી જીવનવર્ધક ગુણ લાવવા માટે અનેક દ્રવ્યોની ભાવના દેવારૂપ સંસ્કાર વૈદ્યો કરે છે ત્યાં સુધી તેને મહેનત પડે છે. જીવિત વર્ધક ગુણ તેનામાં આવી ગયે તે સોમલ સર્વ પ્રકારે સુખ દેનારું થાય છે. તેવી જ રીતે વૈષયિક પદાર્થોમાં લાગી રહેલી અહંતા-મમતાને તેમાંથી કાઢી ભગવાનમાં લગાડવી ત્યાં સુધી જ તેમાં પરિશ્રમ છે. પરંતુ અભ્યાસ કરતાં કરતાં ભગવાનમાં લાગી ગયે તે અહંતા-મમતા આનંદરૂપ લાગે છે. તે અહંતા-મમતાના વિષયનું પરિવર્તન કરવામાં કંઇ તેવો મોટો પરિશ્રમ થતો હોય તેવું પણ કંઇ નથી. કેવલ ક્રીયાનો ઉદ્દેશ જ ફેરવવો પડે છે તે નીચેના શ્રીભાગવત્‌ના વચનોથી સમજવામાં આવશે.

**આમયો યશ્ચ ભૂતાનાં જાયતે યેન સુવ્રત ।**
**તદેવ હ્યામયં દ્રવ્યં ન પુનાતિ ? ચિકિત્સિતમ્ ।।**
**એવં નૃણાં ક્રિયાયોગાઃ સર્વે સંસૃતિહેતવઃ ।**
**તએવાત્મવિનાશાય કલ્પન્તે કલ્પિતાઃ એરે ।।**

શ્રીમદ્ ભાગવત ૧.૫.૩૩-૩૪





અર્થ :- હે સુવ્રત! જે પદાર્થોથી પ્રાણીઓને રોગ ઉત્પન્ન થાય છે તે જ પદાર્થ બીજા પદાર્થની ભાવનાવાળો કરી આપવામાં આવે તો શું રોગ દૂર ન કરે? એમ મનુષ્યોના સંસારના કારણરૂપ બનેલા ક્રિયાયોગો પરમાત્મામાં જોડવામાં આવે તો તે સંસારના વિનાશ માટે કલ્પાય છે.

આટલા પરથી સમજાયું હશે કે અહંતા-મમતાનું પરિવર્તન કરવા માટે આત્મનિવેદનાત્મક બ્રહ્મસંબંધમંત્રનો ઉપદેશ કરવામાં આવે છે.

## બ્રહ્મસંબંધ

**શિષ્ય** :- ગુરુદેવ! આત્મનિવેદનાત્મક બ્રહ્મસંબંધમંત્રનો ઉપદેશ લેવાનું પ્રયોજન અહંતા-મમતાનું પરિવર્તન કરવું એજ છે કે બીજું પણ કંઇ છે? તે આપશ્રી કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ** :- અહંતા-મમતાનું પરિવર્તન કરવું એટલું જ માત્ર બ્રહ્મસંબંધમંત્રોપદેશ લેવાનું પ્રયોજન નથી પણ બ્રહ્મસંબંધ લેવાથી જીવોને લાગેલા દોષોની નિવૃત્તિ થાય છે, અને દોષનિવૃત્તિ થવાથી શુદ્ધ બનેલા જીવને ભગવત્સેવા કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. કેમકે ભગવાન્ પોતે નિર્દોષ છે. તેમની સેવા દોષથી ભરેલા જીવથી થઇ શકે નહિં. તેટલા માટે તે દોષોની નિવૃત્તિ કરવી આવશ્યક છે. તે નિવૃત્તિ આત્મનિવેદનાત્મક બ્રહ્મસંબંધમંત્રોપદેશ લેવાથી થાય છે. પ્રથમ કહી આવ્યાં તે પ્રમાણે સૃષ્ટિના આરંભમાં વ્યુચ્ચરણ પામેલા જીવોને ભગવાનની આવિર્ભૂત થયેલી દ્વાદશ શક્તિમાંહેની અવિદ્યાશક્તિનો સંબંધ થવાથી પોતાનું સ્વરૂપ ભૂલાયું, અને સૂક્ષ્મ તથા સ્થૂલ દેહનો સંબંધ થવાથી તે બન્ને દેહસંબંધી દોષો જીવોએ પોતાની કલ્પિત અવિદ્યાથી માની લીધા છે, તે દોષોની નિવૃત્તિ કરવી એ આત્મનિવેદનાત્મક બ્રહ્મસંબંધ કરવાનું મુખ્ય પ્રયોજન છે. તે બાબતમાં શ્રીમહાપ્રભુજીએ **સિદ્ધાંત રહસ્ય** નામના ગ્રંથમાં નીચે પ્રમાણે આજ્ઞા કરેલી છે.

**બ્રહ્મસમ્બન્ધકરણાત્ સર્વેષાં દેહજીવયોઃ ।**
**સર્વદોષનિવૃત્તિર્હિ દોષાઃ પંચવિધાસ્મૃતાઃ ।। ૨ ।।**
**સહજા દેશકાલોત્થા લોકવેદનિરૂપિતાઃ ।**
**સંયોગજાસ્પર્શજાશ્ચ ન મન્તવ્યાઃ કથંચન ।। ૩ ।।**
**અન્યથા સર્વદોષાણાં ન નિવૃત્તિઃ કથંચન ।**
**અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્વર્જનમાચરેત્ ।। ૪ ।।**

**અર્થ** :- બ્રહ્મસંબંધ કરવાથી સર્વના દેહ અને જીવના સર્વ દોષોની નિવૃત્તિ થાય છે, એ નિશ્ચય છે. તે દોષો પાંચ પ્રકારના કહ્યાં છે. લોક તથા વેદે નિરૂપણ કરેલા એવા સહજ, દેશોત્થ, કાલોત્થ, સંયોગજ અને સ્પર્શજ એ પાંચ પ્રકારના સેવાના[૧] પ્રતિબંધકરૂપે કોઇ રીતે પણ વિચારવા નહિં. બ્રહ્મસંબંધ કર્યા





સિવાય બીજા પ્રાયશ્ચિત્તાદિકથી કોઇ પણ પ્રકારે સર્વ દોષોની નિવૃત્તિ થતી નથી. માટે બ્રહ્મસંબંધમંત્રોપદેશ લીધા પછી ભગવાનને જે વસ્તુ અર્પણ કરેલી નથી તેવી વસ્તુનો સંસર્ગ પણ છોડી દેવો. ૪

*[૧]બ્રહ્મ જોડે સમ્બન્ધ કરવાથી દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણ અને જીવ આ બધામાં તેમજ તે બધાના ધર્મોમાં ભગવદીયપણાનું અનુસંધાન થવાથી, તેમજ દેહાદિક સર્વના સ્વામી તથા પ્રેરક ભગવાન છે, એવી સ્ફૂરણા થતી રહેતી હોવાથી ભગવદીય ઉપર સહજાદિ દોષોની કશી સત્તા ચાલતી નથી. ભગવત્સેવામાં પ્રતિબન્ધ કરવાનું સામર્થ્ય દોષોમાં રહ્યું નહિં. તેથી સ્વરૂપતઃ દોષો આપણામાં સ્થિતિ કરે છે છતાં ભગવત્સેવામાં કશી અટકાયત કરી શક્તા નથી. તે સ્વરૂપથી સ્થિતિ કરતા દોષોની નિઃશેષનિવૃત્તિ ભગવત્સેવા કરતાં કરતાં થવાથી, અન્ય કોઇ સાધનથી નહિં એમ સમજવું.*

વિવેચન :- બ્રહ્મસંબંધ કરવાથી સર્વ દોષોની નિવૃત્તિ થાય છે એમ જે ઉપર શ્લોકમાં કહ્યું છે તેનો અભિપ્રાય એવો છે કે બ્રહ્મસંબંધ એટલે **બ્રહ્મણા સહ સમ્યક્ વન્ધઃ બ્રહ્મસંબંધઃ** ભગવાન્ સાથે સારી રીતે-કદિ ન છૂટે તેવો-બન્ધ ગાંઠ વાળવી તેનું નામ બ્રહ્મસંબંધ. સૃષ્ટિકાલમાં ભગવાનને બાહ્યરમણ કરવાની ઈચ્છા થઇ ત્યારે બૃહદારણ્યકના પુરુષવિધ બ્રાહ્મણમાં **સ હૈતાવાનાસ** તેજ ભગવાન્ આ ભગતરૂપે થયા, ઈત્યાદિક શ્રુતિમાં સર્વ પ્રપંચરૂપ પરબ્રહ્મ પરમાત્મા પોતે જ થયા છે એમ નિરૂપણ કરેલ છે, અને શ્રીમદ્ ભાગવત અષ્ટમ્ સ્કંધ અધ્યાય ૨૨ શ્લોક ૨૦માં વિંધ્યાવલિ (બલિરાજાની સ્ત્રી)એ ભગવાન્‌ની સ્તુતિ કરતાં પણ કહ્યું છે કે :-

**ક્રીડાર્થમાત્મન ઇદં ત્રિજગત્ કૃતં તે ।**
**સ્વામ્યન્તુ તત્ર કુધિયોઽપર ઈશ ! કુર્યુઃ ।।**

અર્થ :- હે ઈશ ! આ ત્રિભુવનને આપે ક્રીડા કરવા માટે રચેલું છે, તેમાં આપને ભૂલીને પોતાનું સ્વામિપણું માનનારા દુષ્ટબુદ્ધિવાળા પુરુષો છે, બાકી સ્વામી તો આપ જ છો. એવું બતાવવા માટે **ઈશ** સંબોધન આપ્યું છે.

ઈત્યાદિક વાક્યોથી ખરી રીતે તો સર્વના સ્વામી ભગવાન જ છે છતાં જીવોએ દેહાદિકમાં સ્વત્વ(પોતાપણું) અને દેહના સંબંધીઓમાં સ્વીયત્વ (મમતાપણું) બાંધી રાખેલ છે તેનો પરિત્યાગ કરીને આ ભગવાનનું છે એવું વિજ્ઞાપણ કરવાની શ્રીમહાપ્રભુજીની આજ્ઞા કરેલી છે.

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

**જેમ તાવ ઉતરે અન્નનો (સ્વાદ આવે છે) તેવી રીતે જેમ જેમ અજ્ઞાન દૂર થાય છે તેમ તેમ ભગવદ્ રસનો સ્વાદ આવે છે.** (શ્રીસુબોધિનીજી ૧.૧.૧૯)





# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ! આપશ્રીએ ખૂબજ સરલ રીતે અમારા જેવા જીવોને વાક્યવિરોધનો પરિહાર કરી, અમારા મનનું સમાધાન કર્યું. પણ ગુરુદેવ! એક શંકા હજું થાય છે કે જેમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે સર્વ વસ્તુનો સ્વયંની માટે ઉપભોગ કરતાં પહેલાં સમર્પણ કરવું અને અસમર્પિતનો ત્યાગ કરવો, આવું કથન મારી સમજ પ્રમાણે કરવું ખૂબજ મુશ્કેલ છે. કારણકે એવા ઘણાં પ્રસંગો આવે, જ્યાં આપણે સર્વ સમર્પણ અને અસમર્પિતનો ત્યાગ કરવો અઘરો છે. આવું તો અમારા વ્યાવહારિક જીવનમાં તો ડગલે અને પગલે આ વચનનો ખંડન થાય. સાથેજ અમારા જેવા જીવો તો ત્રિકાલ દર્શી છે નથી, કે સર્વ કાર્યો પહેલેથી જાણી શકીએ. તેથી આવા વચન શ્રીમહાપ્રભુજીના અશક્યોપદેશ સમાન ભાસે છે. જેમકે કોઇક પોતાના પરિવારજન અથવા વહેવાઇ હોય અથવા શ્રીગુરુદેવ કે પોતાના શિષ્ય એટલે સેવક અથવા જેને ઘેર હાથી વગેરે બંધાતા હોય તેવા ધની-મોટા માણસ હોય, કે કોઇ રાજા હોય, જો તે વિનયપૂર્વક અથવા આગ્રહપૂર્વક પોતાના ઘરમાં ભોજન કરાવે અને વસ્ત્ર, અલંકાર વગેરે આપે, ત્યારે તે જીવનું સમર્પણ પહેલાથી કરી શકાય નહીં. તેથી અસમર્પિત વસ્તુનો ત્યાગ તે ન બની શકે એવો છે. એમ જ્યારે આવો પ્રસંગ બને ત્યારે પોતાના સ્વધર્મનો નિર્વાહ કેમ થાશે? આવી મારા મનની શંકા છે, તો આપશ્રી કૃપા કરીને સમાધાન કરશો, એવી હૃદયપૂર્વક સદૈન્ય વિનંતી.

<u>**ગુરુદેવ**</u> :- હવે આ સંદર્ભમાં તુ આગળનો શ્લોક સમજ.

**सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्ध्यति ।।७।।**

**तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ।**

અર્થ :- શ્રીમહાપ્રભુજી હવે આપણને આગળ આજ્ઞા કરે છે કે સેવકોના લોકમાં જે રીતે વ્યવહાર શુદ્ધ થાય છે તેમ સમર્પીને બધુ કરવું તે થકી બ્રહ્મપણું થાય છે. સેવક કોને કહેવાય ? જે સેવા કરે છે, તેમને સેવક કહીએ છીએ અથવા સેવાકર્તા છે. આવા સેવકો જેવો લોક વ્યવહાર પ્રસિદ્ધ છે, તેવી રીતે સર્વ પ્રભુને સમર્પીને કરવું. જે સેવક નિષ્કપટ છે તે સ્વયંના શ્રીગુરુદેવને અથવા સ્વયંના શ્રીપ્રભુને કોઇપણ કાર્ય કરતાં પહેલા અથવા કાર્યબાદ અથવા બન્ને સમયે જ્ઞાપન કરે છે, અને તત્પશ્ચાત તેમને સમર્પી સર્વ કાર્ય - વ્યવહાર કરે છે, કારણકે જ્ઞાપન - વિનંતી કરવાથી સમર્પણ સિદ્ધ થાય છે. હવે વ્યવહાર એટલે શું? વળી વ્યવહાર એટલે સત્ગુણ, રજોગુણ, તમોગુણ, મન અને પંચ મહાભૂત, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ

પંચતન્માત્રાઓ, ઈન્દ્રિયો અને પ્રાણ, એ બધાનો ભેળસેળ થઈને જે વ્યાપાર થાય, તે વ્યવહાર તે જેમ સેવકોનો સિદ્ધ થાય છે. એ રીતે બધું સમર્પીને જ કરવું. સેવકોનું આવું વ્યવહાર જે પ્રકારે પોતાના સ્વામી પ્રતિ સંપાદિત-સમર્પણ થાય છે, તે પ્રકારે શ્રીપ્રભુને સર્વસમર્પણ કરીને સમર્ત કાર્ય કરવા જોઈએ.

**ઉદ્યતસ્ય હિકામસ્ય, પ્રતિવાદો ન શસ્યતે ।।**

**અપિ નિર્મુક્ત સંગસ્ય, કામરક્તસ્ય કિંપુનઃ ।।**

(શ્રીમદ્ ભાગવત ૩.૨૨.૧૨)

અર્થ :- જે ભોગ સ્વતઃ પ્રાપ્ત થઈ જાય, તેની અવહેલના વિરક્ત પણ નથી કરી શક્તા; પછી વિષયાસક્તની વાત શું હોઈ શકે ? આ વાક્યથી કામના પ્રતિરોધ કરવા સંભવ નથી. આ કારણે જો પોતે કોઈ વસ્તુનો ભોગ કરવાની ઈચ્છા ઉત્પન્ન થાય, તો સર્વપ્રથમ તે વસ્તુને શ્રીપ્રભુ અથવા શ્રીગુરુદેવને જ્ઞાપન કરી આપશ્રીને સમર્પી, પછી જ પોતે તેનો ભોગ કરે. આજ વિષયને શ્રીમદ્ ભાગવતના પ્રસંગથી સમજાય છે કે :-

**યદ્યદિષ્ટતમં લોકે યચ્ચાપિ પ્રિયમાત્મનઃ ।**

**તત્તન્નિવેદયેન્ મહ્યં તદાનન્ત્યાય કલ્પત ।।**

(શ્રીમદ્ ભાગવત્ ૧૧.૧૧.૪૧)

અર્થ :- એટલે કે જ્યારે ઉદ્ધવજી ભગવાનને આદરણીય ભક્તિનું પરમ કારણ પૂછે છે ત્યારે ભગવાન શ્રીગોકુલેશ આજ્ઞા કરે છે કે સંસારમાં જે વસ્તુ સ્વયંને સૌથી વધુ પ્રિય છે, સૌથી વધુ વ્હાલી લાગે છે તે સર્વ મને સમર્પિત કરી દે. એવુ કરવાથી તે વસ્તુ અનન્તફલદાયી બની જાય છે. આજ પ્રકારે સ્વયંની અસમર્થથાને કારણે જેમકે વિવાહ, વગેરેમાં સિદ્ધ કરેલી સમસ્ત સામગ્રી એમ તો શ્રીપ્રભુને સમર્પણ કરવી અશક્ય હોય છે, તો પણ જાતિકુળની મર્યાદાને નિભાવવા માટે કેવળ સ્વયંના ઉપયોગ અપેક્ષિત સામગ્રી સિદ્ધ કરવામાં શ્રીપ્રભુને સમર્પણ કરવામાં કોઈ દોષ નથી. લોક-વ્યવહારની સિદ્ધિ આ પ્રકારની હોય છે.

**શિષ્ય** :- ગુરુદેવ ! આપશ્રી દ્વારા કથન કરેલ વચન સત્ય છે, છતાં મનમાં એક શંકા થાય છે જે આપશ્રી કૃપા કરી સમાધાન કરશો. આ પ્રસંગને પ્રમાણ ભૂત માનીએ તો પછી શ્રીમદ્ ભાગવતના ૧૧.૧૯.૨૦ થી આગળના ૧૧.૧૯.૨૨, ૧૧.૧૯.૨૩માં સમજીએ. ત્યાં શ્રીભગવાનના વચન છે કે *જે મારી ભક્તિ પ્રાપ્ત કરવા માંગે છે, તેમને મારી અમૃતમયી કથામાં શ્રદ્ધા રાખવી જોઈએ, નિરન્તર મારા ગુણ-લીલા અને નામોનું સંકીર્તન કરવું, મારી પૂજામાં અત્યન્ત નિષ્ઠા રાખે અને સ્તોત્રો દ્વારા મારી સ્તુતિ કરે. ૧૧.૧૯.૨૦*





*મારી સેવા-પૂજામાં પ્રેમ રાખે અને સામે સાષ્ટાંગ લોટીને દંડવત્ પ્રણામ કરે, મારા ભક્તોની પૂજા મારાથી અધીક માનીને કરે અને સમસ્ત પ્રાણીઓમાં મને જ જુએ. ૧૧.૧૯.૨૧*

*પોતાના એક-એક અંગોની ચેષ્ટા કેવળ મારા માટે જ કરે, વાણીથી મારાજ ગુણોનું ગાન કરે અને પોતાનું મન મનેજ અર્પણ કરી દે તથા સર્વ કામનાઓ છોડી દે. ૧૧.૧૯.૨૨*

*મારા માટે ધન, ભોગ અને પ્રાપ્ત થયેલ સુખનો પરિત્યાગ કરી દે અને જે કઇ યજ્ઞ, દાન, હવન, જપ, વ્રત અને તપ કરે, તે સર્વ મારા માટેજ કરે. ૧૧.૧૯.૨૩*

ગુરુદેવ ! આ શ્રીમદ્ ભાગવતના ઉપરોક્ત વચનોને આધારે જે આપશ્રીએ કથન કર્યું કે જાતિકુળની મર્યાદાનુસાર સમર્પણ કરવું, તે તો આ વચનોથી વિરુદ્ધ છે, કારણકે કોઇપણ ચેષ્ટા હોય તે પ્રભુ માટે કરવી, સર્વ ધન, ભોગ, વગેરેનું પરિત્યાગ કરવું, વગેરે. તે તો આપશ્રી દ્વારા કહેલ વચનથી વિરુદ્ધ છે, તેથી આવો ભક્ત/સેવક મુખ્ય સાધના કક્ષા નહીં પામી શકે. અને આ કારણે ઉપરોક્ત વચનોનું આચરણ કરતા વધુંમાં વચન પ્રાપ્ત થાય છે કે *મારા પ્રતિ શ્રદ્ધાળુને જોઇએ કે તે કામનાઓનો ભોગ તો કરે, પણ સાચા હૃદયથી તે આવી કામનાઓને દુખઃજનક જ સમજે. ૧૧.૨૦.૨૮*

આ વચનાનુસાર હૃદયમાં ગ્લાનિનો અનુભવ કરે અને શ્રીમહાપ્રભુજી વિરચિત વિવેકધૈર્યાશ્રયમાં વચનનું પણ ધ્યાન કરે કે *અશક્ય કાર્યોમાં અથવા સુશક્ય કાર્યોમાં - સર્વ પ્રકારે કેવળ શ્રીહરિનુંજ શરણની ભાવના કરવી જોઇએ. ૧૧.* આ વચનોની ભાવના કરવી. અને શ્રીપ્રભુનું અંકુશ-વજ્રયુક્ત ચરણોનું ધ્યાન કરવું જોઇએ. આવું કરવાથી મનના દોષ શીઘ્ર નિવારણ થઇ જાય છે. આવી મને પ્રસંગોપાત મનમાં શંકા ઉપજી તે આપશ્રી સન્મુખ નિવેદન કરી, આપશ્રી કૃપા કરી સમાધાન કરશો.

ગુરુદેવ :- તે જે પ્રસંગોપાત શંકા અહીં પ્રકટ કરી તે યોગ્ય નથી. કારણ, ચલ થોડું વ્યાકરણ દ્વારા સમજાવું. હવે અહીં મૂલ કારિકામાં **समर्प्य** પદનો પ્રયોગ શ્રીમહાપ્રભુજીએ કરેલ છે, જે કર્તા અને ક્રિયા બન્નેમાં સમાનરૂપથી **क्त्वा** પ્રત્યય વડે જોડેલ છે, ક્ત્વાનો અર્થ છે સમર્પણ કરવું. અને આ ક્ત્વા પ્રત્યય ભૂતકાળ વાચક છે. જેમકે પીત્વા એટલે કે પીને, ભુક્ત્વા એટલે કે ખાઇને, ગત્વા એટલે કે જઇને, તેમજ ત્યક્ત્વા એટલે કે ત્યાગ કરીને, વગેરે. તે સ્પષ્ટ કરે છે કે ક્ત્વા પ્રત્યય જોડેલ હોવાથી ભૂતકાળ વાચક શબ્દ બને છે. એટલે કે પહેલાં કરેલું. તેવીજ પ્રકારે **समर्प्य** શબ્દમાં ક્ત્વા પ્રત્યય લાગેલ છે, જેનો અર્થ થાય છે કે *સમર્પણ કરવા પછી.* તેથી ટીકાકાર શ્રીપુરુષોત્તમચરણ આપણને શ્રીમહાપ્રભુજીના હૃદયનો હાર્દ સમજાવવા માંગે છે કે શ્રીમહાપ્રભુજી શ્રીપ્રભુને સમર્પણ કર્યા પછી જ સ્વયંના ઉપયોગમાં લેવું, એવી આજ્ઞા કરે છે, પોતાના





ઉપયોગ બાદ શ્રીપ્રભુને સમર્પણ કરવું, એવી આજ્ઞા નથી. આ વચનો દ્વારા તારા મનનો જે સંશય છે, તે દૂર થયો હશે. કારણકે જો કોઇ એમ કહેતું હોય કે અથવા પછી સમર્પણ કરી લેવું, તો તે કેવી રીતે સંભવ છે? આવી શંકા ઉચિત નથી. કેમકે અહીં સેવક લોકમાં જે પ્રકારે વ્યવહાર કરે છે, તેવાજ પ્રકારે ભગવત્સેવકએ વ્યવહારની સિદ્ધિ માટે આવું કરવાનું કહેવામાં આવ્યું છે, તેથી **समर्प्य** શબ્દનો અર્થ આપણે કદાચ એવો પણ લઇએ કે પછીથી સમર્પણ કરી લેવું, તો આ પ્રકારના કથનનો તાત્પર્ય શું છે, તે તાત્પર્ય એવો છે કે કોઇ વિશેષ અથવા ક્યારેક આપત્તિકાળ માટે કહેવામાં આવ્યો છે, નિયમપૂર્વક નથી. હંમેશા એવું કરવું ઉચિત નથી. નહીં તો પછી આપણે આગળના શ્લોકમાં જે **तस्मादादौ** શબ્દ જેમાં તસ્માદ્ - આદૌ એમ બે શબ્દો છે, જેમાં આદૌનો અર્થ થાય છે પહેલા-પ્રથમ. અર્થાત્ **तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम्।** એટલા માટે પહેલા સમસ્ત કાર્યોમાં સમસ્ત વસ્તુઓનું સમર્પણ કરવું જોઇએ. તો પછી આ પ્રસ્તુત શ્લોકમાં (કારિકામાં) પહેલાજ સમર્પણ કરવું જોઇએ, એ વાક્યથી સમસ્ત કાર્યો ના પહેલા સમર્પણ કરવાનો આદેશ તો પ્રાપ્ત છે જ, તેથી તારી શંકા વ્યર્થ થઇ જાય છે, અને પછી મારા કથનાનુસાર સમર્પણ કરવામાં કોઇ દોષ નથી. આ પ્રકારે કરેલ સમસ્ત વિવેચનો દ્વારા સમસ્ત દોષોની નિવૃત્તિનું સ્વરૂપ, અને પુનઃ તે ઉત્પન્ન ન થાય તેના ઉપાય, ત્યારબાદ સમર્પણ કરવામાં દોષ ન હોય, ભક્તિના ઉપદેશ કરવાવાળા વચનોમાં પરસ્પર વિરોધ હોવા છતા પરિહાર દ્વારા શ્રીપ્રભુની આજ્ઞાથી નિર્વાહનો પ્રકાર અને લોક-વ્યવહારને નિભાવવા માટે જો માર્ગમાં કરેલી આજ્ઞા ગૌણ કરવી પડે તો કોઇ દોષ નથી, એવા પ્રકારે ઉપદિષ્ટ કરવા માટે સર્વનું ફળ **सर्वेषां ब्रह्मता ततः** વગેરે વચનો દ્વારા શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે. અહીં તતઃ તે પૂર્વમાં સાધનસમૂહોને દ્યોતક છે. આ પંક્તિ દ્વારા શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે આ પ્રકારે સર્વની બ્રહ્મતા થશે.

હવે અહિં સુધીના પ્રકારમાં કહેલી રીતે પ્રથમ બ્રહ્મસંબંધથી આરંભી ને કરેલ સાધન-સમૂહો (તનુવિત્તજા સેવાથી માનસી પર્યન્ત)ને કરવાથી સર્વ આત્મનિવેદીઓની બ્રહ્મતા થઇ જાય છે, તેથી સર્વત્ર દોષ દૂર થઇ જાય છે, અને સર્વ સમાન બની જાય છે. શ્રીગીતાજી (૫.૧૯)માં વચન છે કે બ્રહ્મ નિર્દોષ અને સમાન છે. એટલે આ પ્રકારે બ્રહ્મનું આવું સ્વરૂપ બતાવેલું હોવાથી ભગવાનની આજ્ઞામાં પ્રમાદ ન કરી ને જીવમાં બ્રહ્મતા સિદ્ધ થાય છે. તેથી કલિયુગમાં દોષોનો તેમાં અભાવ હોવાને કારણે તેમના (સેવક) દ્વારા કરેલી સેવા શ્રીપ્રભુ દ્વારા સ્વીકારવાથી સુખથી ફલપ્રાપ્તિ થશે, આવો અર્થ સમજવો. ૭.૧/૨

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

આપણે ગતાંકમાં મંગલાચરણના પાંચમા શ્લોકને સમજવાનો પ્રયાશ કર્યો, હવે આપણે તેજ શ્લોકમાં આગળ સમજવાનો પ્રયાસ કરીએ.

**પ્રથમ ચતુર્ભીશ્ચ :- જન્મ પ્રકરણ :**

**આ અધ્યાયમાં ચાર પેટા પ્રકરણ પણ છે** :-

૧. ભગવાન જ ત્રણે ભક્તોના (સત્વ, રજ, તમો ગુણી) દુ:ખ દૂર કરવા એકમાત્ર સમર્થ છે, તેવું જ્ઞાન શ્રીમદ્ ભાગવતના નવમાં સ્કંધના અંતમાં રાજા પરિક્ષીતને થયું હતું. તેથી પરિક્ષીત દશમસ્કંધના પહેલા અધ્યાયના પ્રારંભમાં શ્રીશુકદેવજીને ભગવાન વિષયક્ ૧૨ શ્લોકમાં ૧૨ પ્રશ્નો કરે છે. તેમાના ૬ પ્રશ્ન ભગવાનના ગુણ સંબંધી છે, ૬ પ્રશ્નો લૌકિક દષ્ટિએ ભગવાના ચરિત્રમાં દેખાતા દોષ સંબંધી છે. આમ પહેલા અધ્યાયના પ્રારંભમાં ૧૨ શ્લોકમાં ૧૨ પ્રશ્નનું એક પેટા પ્રકરણ છે.

૨. બીજા ત્રણ પેટા પ્રકરણમાં ભૂમિ, માતા, વ્રજભક્તોના દુ:ખના પેટા પ્રકરણ આમ **પહેલા અધ્યાય**માં જન્મનો હેતુ બતાવી ચાર પેટા પ્રકરણમાં એની વિગતો આપવામાં આવી.

**બીજો અધ્યાય** ભગવાને પૃથ્વી ઉપર પ્રગટ થવા માટે જે ઉદ્યમ-કાર્યો કર્યા એનું વર્ણન કરે છે.

**ત્રીજો અધ્યાય** સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ રસધન પ્રભુએ દિવ્ય અલૌકિક સ્વરૂપ ધારણ કરી શ્રીપ્રભુએ માતા અને પિતા, શ્રીદેવકીજી અને શ્રીવસુદેવજીની સન્મુખ શ્રીચતુર્ભુજ સ્વરૂપે પ્રકટ થઇ દર્શન આપી માનવદેહરૂપ બાળકનું સ્વરૂપ ધારણ કરી લીધું, સ્વરૂપાંતરનો સ્વીકાર કર્યો, એનું વર્ણન છે.

**ચોથો અધ્યાય** ભગવાને પ્રકટ થવા માટે અને કંસને ભ્રમમાં રાખવા માટે યોગમાયાને પ્રકટ કરી યોગમાયાનું એક નાટક કરાવ્યું એટલે તે અધ્યાય ભગવાનના પ્રાકટ્યમાં કાપટ્યનો અધ્યાય છે. આમ પહેલું જન્મપ્રકરણના ચાર અધ્યાયોને પ્રકટ કર્યું છે.

ભગવાન ચાર વ્યુહ સાથે પ્રકટ કર્યું છે.

૧. વાસુદેવ, ૨. સંકર્ષણ, ૩. પ્રદ્યુમન્ન, અને ૪. અનિરુદ્ધ એક એક અધ્યાયમાં એક એક વ્યુહની લીલા છે. તેથી પણ જન્મપ્રકરણના ચાર અધ્યાય છે.

**બીજુ ચતુર્ભિશ્ચ :- તામસ પ્રકરણ** : વ્રજ અને વ્રજવાસીઓ લૌકિક સ્વભાવથી તામસવૃત્તિ (પ્રકૃતિ) ધરાવનારા છે. પશુઓની સાથે રહેવાના કારણે તેમનું જીવન પશું જેવું છે. અને તેથી તેમની પ્રકૃતિ તામસી છે, લૌકિકમાં જ તામસી પ્રકૃતિવાળા જીવને પહેલા નિર્ગુણ બનવું પડે અને પછી જ તેમને ભગવદ્લીલાનો અનુભવ થઇ શકે. શ્રીઠાકોરજીએ પોતાના અત્યન્ત એવા પ્રિય વ્રજ અને વ્રજવાસીઓના તામસી પ્રકૃતિના ગુણનો ઉદ્ધાર કરવા માટે જે જે લીલાઓ કરી અને તે લીલાઓ દ્વારા અહંતા-મમતાત્મક સંસારમાંથી તેમની આશક્તિ નિવૃત કરી અને ભગવદ્ સ્વરૂપમાં તેમની આશક્તિ દ્દઢ કરી એનું નિરૂપણ તામસ પ્રકરણમાં છે, તેમાં ચાર પેટા પ્રકરણ છે.

૧.પ્રમાણ, ૨.પ્રમેય, ૩. સાધન, ૪. ફલ

૧. જેનાથી ભગવાન (શ્રીપ્રભુ)નું સ્વરૂપ, ગુણ સમજાય અને ઓળખાય તે પ્રમાણ કહેવાય.

૨. પ્રમેય એટલે શ્રીભગવાન સ્વયં. પ્રમાણ દ્વારા જેને જાણી શકાય તે પ્રમેય.

આવા પ્રમેય સ્વરૂપ ભગવાનને મેળવવાનું સાધન અને એ સાધનથી પ્રાપ્ત થતું ફળ, આમ પ્રમાણ, પ્રમેય, સાદન અને ફળ દ્વારા ભગવાને તામસ પ્રકૃતિના વ્રજવાસીઓનો ઉદ્ધાર કર્યો.

ભગવાને આમ કેટલીક પ્રમાણલીલા, કેટલીક પ્રમેયલીલા કરી કેટલીક સાધન લીલા કરી, અને કેટલીક ફળ લીલા કરી માટે આ પ્રકરણ ચાર પેટા પ્રકરણમાં વહેંચાયું છે.

દરેક પેટા પ્રકરણમાં સાત-સાત અધ્યાય છે. આ સાત અધ્યાય એટલા માટે કે ભગવાનના મુખ્ય છ દિવ્ય ધર્મ - ઐશ્વર્ય, વિર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય આ છ દિવ્ય ધર્મ અને તેને ધારણ કરનાર એક માત્ર ભગવાન સ્વયં (ધર્મને ધારણ કરે તે ધર્મી) ધર્મી. માટે આ છ ધર્મને ષડ્ ધર્મ પણ કહેવાય, અને એક ધર્મી સ્વરૂપ, આમ ૬ અને ૧ એટલે ૭ અધ્યાય. માટે દરેક પેટા પ્રકરણના સાત સાત અધ્યાય છે.

ચાર પેટા પ્રકરણ અને દરેકના સાત સાત અધ્યાય આમ કુલ ૨૮ અધ્યાય થયા, આમ ૨૮ અધ્યાયનું બીજું પ્રકરણ - તામસ પ્રકરણ કહેવાય છે.





**ત્રીજુ ચતુર્ભિશ્ચ :- રાજસ પ્રકરણ :**

મૂળ શ્લોકમાં ત્રીજું ચતુર્ભિશ્ચ પદ, આ ચતુર્ભિશ્ચ પદ દ્વારા શ્રીમહાપ્રભુજી રાજસ પ્રકરણની વાત કરે છે. મથુરામાં અને દ્વારકામાં યાદવો રાજ્ય કરતા હતા. યદુવંશ ઉપરથી યાદવવંશ, આ યાદવ વંશમાં ભગવાન શ્રીગોકુલેશ પ્રકટ થયા. યાદવો ક્ષત્રીય છે. એમની પાસે રાજ્ય, લક્ષ્મી છે અને રાજ્ય સત્તા પણ છે અને તેથી સ્વભાવે તેઓ રાજસ પ્રકૃતિના છે. આવા રાજસ્ પ્રકૃતિવાળા યાદવો પણ ભગવાનના ભક્તો છે અને શ્રીગોકુલેશના સમ્બન્ધી પણ છે. તેથી તેમનો ઉદ્ધાર કરવા માટે ભગવાને જે લીલાઓ કરી તે લીલાઓનું નિરૂપણ રાજસ પ્રકરણમાં છે, તામસ પ્રકરણની જેમ જ રાજસ્ પ્રકરણના પણ ચાર પેટા પ્રકરણ છે. પ્રમાણ, પ્રમેય, સાધન, ફળ. ગયાં અંકે આપણે જે કોઠામાં વર્ણન જોયું હતું, તેનું આ વિસ્તૃતિકરણ છે. દરેક પેટા પ્રકરણમાં સાત-સાત અધ્યાય છે એટલે રાજસ્ પ્રકરણના કુલ ૨૮ અધ્યાય થાય.

આમ આપણે આગળ જોઈ ગયા છે કે

જન્મ પ્રકરણના - ૪ અધ્યાય<br>
તામસ પ્રકરણના - ૨૮ અધ્યાય } કુલ ૬૦ અધ્યાય થયા.<br>
રાજસ્ પ્રકરણના - ૨૮ અધ્યાય

હવે **ચોથુ પ્રકરણ બતાવે છે ત્રિભિસ્તથા:- સાત્વિક પ્રકરણ :**

ત્રિભિસ્તથા એટલે સાત્વિક પ્રકરણ, જેમા ત્રણ પેટા પ્રકરણ છે. પ્રમેય, સાધન અને ફળ. આપણને પ્રશ્ન થાય કે સાત્વિક પ્રકરણમાં પ્રમાણ પેટા પ્રકરણ કેમ નથી ?

શ્રીમહાપ્રભુજી આ સંદર્ભમાં આજ્ઞા કરે છે કે સાત્વિક ભક્તો છે તેમને પ્રમાણની જરૂર નથી, પ્રમાણની જરૂર ભગવાનને સમજવા માટે, પામવા માટે છે. જેને ભગવાન સમજાય ગયા છે, ઓળખાઇ ગયા છે તેમને પ્રમાણની જરૂર રહેતી નથી. જેમના હૃદય સાત્વિક છે, તેમના હૃદયમાં ભગવાન સ્વયં પધારી બિરાજે છે. માટે સાત્વિક ભક્તોના ઉદ્ધાર માટેના આ સાત્વિક પ્રકરણમાં પ્રમેય, સાધન અને ફળ એવા ત્રણ પેટા પ્રકરણ છે. દરેક પ્રકરણમાં સાત-સાત અધ્યાય છે, એટલે કુલ ૨૧ અધ્યાય થયા.

અગાઉ ત્રણ પ્રકરણના કુલ અધ્યાયનો સરવાળો ૬૦ થયો હતો, તેમા આ ૨૧ ઉમેરીએ એટલે ૮૧ અધ્યાય થાય.

જન્મ પ્રકરણના - ૪ અધ્યાય
તામસ પ્રકરણના - ૨૮ અધ્યાય
રાજસ્ પ્રકરણના - ૨૮ અધ્યાય
સાત્વિક પ્રકરણના-૨૧ અધ્યાય

} કુલ ૮૧ અધ્યાય થયા.

હવે પાંચમું અને છેલ્લુ પ્રકરણ **ષડ્ભિ :- ગુણ પ્રકરણ :**

ષડ્ એટલે છ ભગવાનના ૬ ગુણો એ ૬ ગુણોના નામ આપણે આગળ જોયા તે ગુણો છે ઐશ્વર્ય, વિર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય, ષડ્ ધર્મો. આ ૬ ગુણો પ્રકટ કરતી લીલા ભગવાનને ૬ અધ્યાયોમાં કરી. શ્રીગોકુલેશના ગુણૌ એમાં પ્રકટ થતા હોવાથી ૬ અધ્યાયના એ પ્રકરણને શ્રીમહાપ્રભુજીએ ગુણ પ્રકરણ કહ્યું.

અગાઉનો સરવાળો ૮૧ થયો હતો, તેમાં ૬ ઉમેરીએ એટલે ૮૭નો અંક આવ્યો. આપણને પ્રશ્ન થશે કે દશમસ્કંધમાં તો ૯૦ અધ્યાય છે. શ્રીમહાપ્રભુજીએ ૮૭ અધ્યાયનું વર્ગીકરણ કર્યું, બાકીના ત્રણનું શું ? આવો પ્રશ્ન આપણને થતો હશે.

શ્રીમહાપ્રભુજીએ એની સ્પષ્ટતા કરી કે એ ત્રણ અધ્યાય પાછળથી ઉમેરાયેલા છે. ભગવાન વેદ-વ્યાસજીની વાણી નથી. (સમાધી ભાષા નથી) પરંતુ તેમાં શ્રીઠાકોરજીની અલૌકિક બાળલીલાઓ બહું સુંદર હોવાથી શ્રીમહાપ્રભુજીએ એ ત્રણ અધ્યાયો ઉપર શ્રીસુબોધિનીજી જરૂર લખ્યા. પણ તે ત્રણ અધ્યાયોની ગણત્રી દશમસ્કંધમાં થતી નથી, તેને **પ્રક્ષેપ્ત** અર્થાત્ પાછળથી ઉમેરાયેલા અથવા **પ્રક્ષેપક** અધ્યાય કહેવામાં આવે છે.

આમ દશમસ્કંધના કુલ અધ્યાયનો સરવાળો ૯૦નો થયો. શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં સમજાવે છે કે દશમસ્કંધને બે ભાગમાં વહેચાય. **પૂર્વાર્ધ અને ઉતરાર્ધ.**

પૂર્વાર્ધમાં રાજસ્ પ્રમેય પ્રકરણ સુધીના કુલ ૪૬ અધ્યાયનો સમાવેશ થાય છે.





ઉત્તરાર્ધમાં રાજસ્ સાધનથી શરૂ કરીને બાકીના ૪૧ અધ્યાયોનો સમાવેશ થાય છે.

આમ ૮૭ અધ્યાય અને ત્રણ પ્રક્ષીપ્ત અધ્યાયો (જે પૂર્વાર્ધમાં આવે છે)નો સમાવેશ કરેલ છે. આ ૮૭ ના અંકની પણ સ્પષ્ટતા કરે છે.

દશમ સ્કંધમાં ૮૭ અધ્યાય કેમ ?

આપશ્રી સમજાવે છે કે ભગવાનની મુખ્ય ૧૨ સ્વરૂપાત્મક શક્તિઓ છે, અને ભગવાનના મુખ્ય ૩ સ્વરૂપાત્મક ગુણ છે, તેનથી ભગવાનની કુલ ૭૨ નિરોધ લીલાઓ સિદ્ધ થાય છે, માટે કુલ ૮૭ અધ્યાય છે.

૧૨, ૩, ૭૨ એમ ૮૭ અધ્યાયો. આમ શ્રીમહાપ્રભુજીએ સમજાવ્યુ છે કે આ પાંચ પ્રકરણોમાં ભગવાન શ્રીગોકુલેશની સર્વ અલૌકિક લીલાઓનં નિરૂપણ છે. એટલે પાંચ પ્રકરણમાં ભગવાન શ્રીગોકુલેશ સ્વયંમાં બિરાજમાન છે. આ પાંચે પ્રકરણની લીલાઓ શ્રીમહાપ્રભુજીના હૃદયમાં સતત થઇ રહી છે, શ્રીમહાપ્રભુજી એનો રસાનુભવ કરી રહ્યા છે માટે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે જે લીલાઓ આ પાંચ પ્રકરણોમાં છે તે સર્વ લીલાઓ મારા હૃદયમાં પણ સદા માટે બિરાજમાન છે.

**ચતુર્ભિશ્ચ[૧] ચતુર્ભિશ્ચ[૨] ચતુર્ભિશ્ચ[૩] ત્રિભિસ્તથા[૪] ।।**

**ષડ્ભિ[૫]ર્વિરાજતે યોડસૌ પંચધા હૃદયે મમ: ।। ૫ ।।**

આપણે આ પાંચમા મંગલાચરણના શ્લોકનું વિવેચન સમજવાનો પ્રયાસ કર્યો. મંગલાચરણ એટલે મંગલનું આચરણ. *જેમનું આચરણ અતિ મંગલ છે,* એવું મંગળ આચરણ કરનાર **શ્રીપ્રભુ અને શ્રીગુરુદેવ**ના નામ, રૂપ, ગુણ તથા લીલા સંબંધી સ્તુતી કરવી. એને પણ મંગલાચરણ કહેવાય.

શ્રીપ્રભુ અને શ્રીગુરુદેવની સ્તુતિરૂપ મંગલાચરણ કરી કાર્યનો આરંભ કે શરૂઆત કરનાર વ્યક્તિનું આચરણ પણ મંગલ બને છે. **મંગલાચરણ** એટલે શુભ આચરણ. મનુષ્ય પોતે પોતાના સાચા અને નિત્ય સુખની શોધમાં લાગી જાય તેજ તેનું સાચું મંગલાચરણ છે. આ સાચું અને નિત્ય સુખ એટલે અનન્તમાં (શ્રીહરિમાં) પોતાની જાતને આત્મસાત્ કરવાનો પ્રયત્ન. આગળ આપણે આ પાંચમા શ્લોકનું પરમ ગુરુચરણ ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજી દ્વારા અભિવ્યક્ત પ્રસંગ સમજીશું. અસ્તુ......

...ક્રમશ:

સંકલન:- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ.





# દંડાકારં લલાટે સ્યાત્

...ગતાંકથી આગળ

**મુકુન્દદાસ** :- દંડાકાર તિલક એક પવિત્ર ચિન્હ છે, જેને શાસ્ત્રો સન્માન કરે છે, સર્વદા સેવ્ય શ્રીગોકુલેશ પ્રભુચરણ પોતાના શ્રીમસ્તકે પ્રેમપૂર્વક ધારણ કરે છે, અને સ્વ-સેવકોને પણ દંડાકાર તિલક કરવા પ્રેરિત કરે છે. ભક્તિમાર્ગ અનેક પ્રકારનો હોવાથી ઊભા તિલકની પણ વિવિધતા શાસ્ત્રોમાં સિદ્ધ છે. ભક્તિમાર્ગમાં વિવિધતા છે, તે સિદ્ધ થતાં ભક્તિના ભેદોમાં પુષ્ટિ-અનુગ્રહ માર્ગની ગણના થતાં પુષ્ટિમાર્ગમાં ઊભા તિલકના વિષયમાં **લલાટમાં દંડાકાર થાય**, એમ પરમાપ્ત શ્રીમહાપ્રભુજીનો ઉપદેશ હોવાથી તે દંડાકાર તિલક ચરણાકારનું ઉપલક્ષણ હોવાથી આજ દ્વિરેક એમ બીજા નામનું દંડાકાર ઊભું તિલક શ્રીપ્રભુના બન્ને શ્રીચરણોના આકારપણાને ધારણ કરતું ભગવાનના બન્ને ચરણોમાં જ પ્રહ્લાદજી સરખા ભગવદ્ ભક્તોએ પ્રાર્થના કરાયેલા શ્રીયુગલચરણમાં નિવાસવાળા હંસ સરખા પુષ્ટિમાર્ગીઓના દૃઢ આશ્રયપણાને પ્રકાશિત કરે છે, અન્યાશ્રયરહિતપણાને બતાવતું છે, અનન્યપણાને સિદ્ધ કરે છે. પોતાના સેવ્ય અને શ્રીગુરુજનના બન્ને શ્રીચરણમાં નિષ્કપટપણાવડે પ્રીતિને દેખાડતું, પ્રભુના ચરણયુગલથી બીજે ઠેકાણે અભિલાષારહિતપણું નિરૂપણ કરતું, સેવાનેજ પરમફળપણારૂપ સમજાવતું, સેવાના અંગપણા વડે પોતાની સ્થિતિને પ્રસિદ્ધ કરતું પુષ્ટિમાર્ગીય તિલક રત્ન દ્વિરેખ-દંડાકાર વૈષ્ણવોના વિશાળ ભાલમાં બિરાજે છે એમ તમામ નિર્દોષ છે.

શ્રીમદ્ વલ્લભાધીશ્વરની નિગૂઢ-અત્યન્ત ગુપ્ત અર્થને સમજાવનારી **કપાળમાં દંડાકાર તિલક હોય**, તે વાણી વિજય પામો. અર્થાત્ દંડાકાર તિલક કહેવાથી પુષ્ટિમાર્ગીય ભક્તને શ્રીપ્રભુને બન્ને શ્રીચરણનું શરણ છે એમ ધ્વનિત થાય છે.

પોતાના સેવ્ય સ્વરૂપને પણ **શ્રીહરિની સર્વલીલા લોકની જેમ છે, તે લીલામાં પોતાની ઈચ્છા વિના અન્ય કોઇ પ્રયોજન નથી, જેમ રાજા શિકારે જાય તેમાં કોઇ પ્રયોજન નથી, છતાં જાય છે, તે પ્રમાણે શ્રીપ્રભુની અનાયાસ સાધ્ય લીલાઓ પ્રયોજન વિના ફક્ત લોકોની જેમ જોવાય છે**. એ ન્યાયથી જે પ્રમાણે દેહમાં તેમ દેવમાં એ સ્મૃતિ વચન વડે **શોભાયુક્ત લલાટમાં લાલ રંગના તિલકયુક્ત કેશો વડે આરક્ત દેખાતા**. એ શ્રીકૃષ્ણપ્રેમામૃતની વ્યાખ્યામાં **સરખી બે રેખાવાળું તિલક કરીને**, એમ શ્રીગુસાંઈજી શ્રીવિઠ્ઠલનાથજીએ ઉપદેશેલું દ્વિરેક જ કરવું. અહિં શંકા થાય કે ભક્ત તો ભગવાનના બન્ને શ્રીચરણોને





પોતાના મસ્તક ઉપર ધારણ કરે અને તેમ માનીને દ્વિરેખ દંડાકાર તિલક કરે તે ઠીક-યોગ્ય છે, પરંતુ ભગવાન કોના શ્રીચરણ ધારણ કરે છે.

જેને લઈને તેને પણ દ્વિરેખ દંડાકાર તિલક થાય છે તો કહે છે કે તેમ સન્દેહ કરવો નહીં, પ્રભુને તિલક કરવાના સમયે ભક્ત પોતાના ભગવાનને પ્રાર્થના કરે છે કે હે ભગવાન! હે ભક્તવત્સલ! આપના શ્રીયુગલચરણમાં મને જન્મોજન્મ પ્રીતિ થાઓ કે જેથી મારી ઊર્ધ્વ-ગતિ-ભક્તિમાર્ગીય ઉન્નતિ થાય એમ કહીને ભગવાનના લલાટમાં એક ઊભી રેખા કરે છે, ત્યારે ભગવાનના લલાટમાં એક ઊભી રેખા કરે છે, ત્યારે ભગવાન-ભક્તના અન્તર્યામી પણ આજ્ઞઅ કરે છે કે ભાઈ ? હું ભક્તને આધીન છું, જેઓ જે પ્રમાણે મારે શરણે આવે છે તેઓ પ્રત્યે હું પણ તે પ્રમાણે જ અનુકૂળ રહું છું. તે કારણથી તું એક બીજી રેખા પણ મને કરી દે. ભગવાનનો ભક્તમાં અનુરાગ તે પણ ઉન્નતિનું કારણ હોવાથી, આ પ્રમાણે ભક્તનો ભગવાનમાં અને ભગવાનનો ભક્તમાં એમ પરસ્પર ભન્નેના અનુરાગને સૂચવનાર પ્રભુની બાબતમાં દ્વિરેખ-તિલક કરવાનો પ્રકાર અનુમાનથી જાણી લેવો.

સૌભાગ્યવતી સ્ત્રીઓએ અને કુમારિકાઓએ **અત્યન્ત સૌભાગ્યના સ્થાનરૂપ સુન્દર કુંકુમના બિન્દુ-ચાંદલાને ધારણ કરવો**, તેમને ઊભું તિલક ધારણ કરવું નહિં. તેમ પ્રાચીન પરંપરા છે. આ વિષયમાં વધારે જાણવાની ઈચ્છાવાળા વિચારશીલ પુરુષોએ સમ્પ્રદાયના આકર-ગ્રન્થો-ઊર્ધ્વપુંડ્રધારણવાદ, ઊર્ધ્વપુંડ્ર માર્તંડ, સત્સિદ્ધાન્તમાર્તંડ, દંડાકારતિલકનિર્ણય, અને શ્રીગોકુલેશજીનો તિલક નિર્ણય વગેરે ગ્રંથો ઝીણીદૃષ્ટિથી-ધ્યાનપૂર્વક જોવા, આ બાબતમાં આજ દિશા છે.

શ્રીગોકુલેશજીની દયાદૃષ્ટિવડે આ સિદ્ધાંન્ત, આકર ગ્રન્થોમાં હોવા છતાં નિર્મથન ન્યાયનો આશ્રય કરીને અર્થાત્ આકર ગ્રન્થોને સારી રીતે જોઈને-મથન કરીને મેળવ્યો છે. (જેથી અપ્રમાણિત છે એમ કહેવા સાહસ કરવું નહિં).

સજ્જન પુરુષો દ્વિરેખ દંડાકાર તિલકની બાબતમાં અપ્રમાણરૂપી મલિનતાથી દોષના કાદવે ખરડાયલા અર્થાત્ દૂષિત થયેલા મનને આ પ્રમાણે દંડાકાર દિવાકરરૂપી નિર્મળ સ્વચ્છ ગ્રન્થ જળાશયમાં શુદ્ધ કરો.

શ્રુતિ-પ્રતિપાદિત, દ્વિરેખધારણ કર્મને સમજાવનાર, કલ્પના કરે-દંડાકાર તિલક કરે અને વચ્ચે વગેરેથી અન્તપર્યંત માગ રાખે એમ વિધિવાક્યવડે કરેલા મર્મ-રહસ્યને બતાવનાર પુરાણોએ કહેલા દંડાકાર શબ્દના પ્રમાણ વચનોના ભંડારનો ખુલ્લો કરનાર, યોગ્યતા-દંડાકાર કહેવાથી બે દંડનો આકાર





એમ શબ્દ તાત્પર્યને પ્રકાશિત કરનાર, અખંડ ભૂમંડલાચાર્ય જગદ્ગુરૂ શ્રીમદ્ વલ્લભાચાર્યના **દંડાકારં લલાટે સ્યાત્** એ મહાવાક્યને પ્રકટ કરનાર અને તે દંડાકાર શબ્દમાં રહેલા શ્રીચરણયુગલના ભાવાર્થને અથવા ભગવદીયે મસ્તકે ધારણ કરેલાં શ્રીપ્રભુના શ્રીચરણદ્વન્દમાં પ્રીતિને તથા દ્વિરેખાત્મક સ્થિતિને સ્મરણ કરાવનાર આ દંડાકારં લલાટે સ્યાત્ વિવેચન બુદ્ધિયોના દોષથી ઉત્પન્ન થયેલા અન્ધકારને દૂર કરે.

શાસ્ત્રને જાણનારાઓની આગળ કોઈપણ રીતે પ્રયત્ન કરીને અર્થાત્ આ વિષયના ગ્રન્થોનું અવલોકન કરીને આ કૃતિ મૂકી છે તો આ કૃતિ વડે બુદ્ધિમાન પુરુષો અમારા દંડાકાર તિલક વિષયક્ ઉત્તર આપે.

શ્રીમહાપ્રભુજીએ તત્ત્વાર્થદીપ નિબન્ધ સર્વનિર્ણય પ્રકરણ કારિકા ૨૪૪માં મૂલ શ્લોકના પ્રકાશમાં આપશ્રીએ આજ્ઞા કરી છે કે લલાટમાં દંડાકાર તિલક ધારણ કરવું, જે દંડાકાર તિલક આપણે અત્રે વિવેચન સમજીએ છીએ. દંડાકાર એટલે બે દંડ-રેખાઓ, જે શાસ્ત્ર સિદ્ધ છે. શ્રીકૃષ્ણપ્રેમામૃતના દશમા શ્લોક ઉપર ગો. શ્રીવિઠ્ઠલનાથજી વ્યાખ્યા કરે છે કે તિલકનું વિધાન બે રેખા દ્વારા કરવી.

નિબંધની વ્યાખ્યામાં શ્રીમદાચાર્યચરણે એટલું કહ્યુ છે કે :- *લલાટમાં દંડાકાર થાય, છાતીપર કમલના આકારનું, બંને બાહુંઓ પર વેણુંના પત્ર જેવું, (અને) બીજું દીપના આકારવાળું થાય.* દંડના જેવો આકાર છે જેનો (તે દંડાકાર). કંકુથી દંડાકાર કરી, મધ્યમાં (ખાલી) જગ્યા કરવી; કારણકે *ઉર્ધ્વપુંડ્ર અથવા ત્રિપુંડ (કરવું) મધ્યમાં (છિદ્ર) ખાલી જગ્યા કરવી. હે કાર્તિકેય! શ્રવણ કર. તેમાં (ખાલી જગ્યામાં) ઉમા સાથે હું (રહું છું) લક્ષ્મી સાથે હરિ (રહે છે).* એમ આચારમયુખ અને પ્રયોગપારિજાતમાં લખેલ છે. અને એક નિષ્ઠાવાળા ઘણા ભાગ્યવાલા, પ્રાણિમાત્રના હિતમાં આનંદ માનનારાઓ હરિચરણના આકારવાળું મધ્યમાં ખાલી જગ્યાવાળું પુંડ્ર કરે છે. સીધું, સૌમ્ય, સારી બાજુવાળું, ઘણું મનોહર, દંડાકારવાળું, ઘણી શોભાવાળું (ઊર્ધ્વપુંડ્ર કરવું) મધ્યમાં ખાલી જગ્યા રાખવી. વિશાલ, ઘણા મનોહર વચ્ચે ખાલી જગ્યાવાળા **છ** ના મધ્યમાં તો તેમાં (ખાલી જગ્યામાં) લક્ષ્મી સાથે હરિ રહેલા છે. એવુ પદ્મપુરાણનું વચન પણ છે. ખાલી જગ્યા વિનાનાની નિંદા કરેલી છે. તે પદ્મપુરાણમાં કહેલું છે કે *જે દ્વિજોમાં અધમ ખાલી જગ્યા વિનાનું* **છ** *ઊર્ધ્વપુંડ્ર કરે છે તેમાં રહેલું વિષ્ણુને તેમજ લક્ષ્મીને દૂર કરે છે-જે દ્વિજો છિદ્રરહિત ઊર્ધ્વપુંડ્ર કરે છે તેઓના લલાટમાં સદા કૂતરાનો પગ છે એમાં સંશય નથી.*

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

(જે માર્ગમાં જે જીવનો અંગીકાર થયો હોય તે જીવે તે માર્ગનું સ્વરૂપ અવશ્ય જાણવું જોઈએ; એટલા માટે જે જીવોનો અંગીકાર પુષ્ટિભક્તિમાર્ગમાં થયેલો છે, તેમણે પોતાના પુષ્ટિભક્તિમાર્ગમાં શરણ એટલે શું, સમર્પણ અને સેવા એનું સ્વરૂપ શું વગેરે જાણવું જોઈએ. એ જણાવવા માટે શ્રીહરિરાયજીએ આ સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ નામનો ગ્રંથ પ્રકટ કરેલો છે. આ ગ્રંથના શ્રવણ-મનનથી સ્વમાર્ગવિષયના સર્વ સંદેહો ટળી જાય છે. )

**अथ स्वकीयबोधाय सूक्ष्मरीत्या विचार्य च ।**

**स्वमार्गीयप्रकारोऽत्रं सर्वोऽपि हि निरूप्यते ।। १ ।।**

હવે જેનો અંગીકાર પુષ્ટિભક્તિમાર્ગમાં થયેલો છે તેવા નિજજનોને બોધ થવા માટે, સૂક્ષ્મ રીતે વિચાર કરીને આ સ્વમાર્ગનો સર્વ પ્રકાર સ્પષ્ટ કરવામાં આવે છે. ૧

**गृहीत्वा नामशरणं गत्वा सर्वं समर्प्य च ।**

**सेवा सार्थकतासिद्ध्यै देहादीनां तथा पुनः ।। २ ।।**

**अन्यत्राविनियोगाय क्रियतां तनुवित्तजा ।**

**तथा तु मानसी सिध्येत् सैवात्र फलरूपिणी ।। ३ ।।**

(ઉપર પ્રમાણ શ્રીહરિરાયજી ગ્રંથ રચવાની પ્રતિજ્ઞા કરીને પુષ્ટિભક્તિમાર્ગમાં શું શું જાણવાનું છે એ જણાવવા માટે પુષ્ટિમાર્ગના સર્વ સિદ્ધાંતોનો સંગ્રહ સૂક્ષ્મ રીતે કરે છે. પોતે જે માર્ગમાં પ્રવેશ કરેલો હોય તે સ્વમાર્ગ તે પુષ્ટિમાર્ગ જ છે. જ્યાં સુધી પુષ્ટિમાર્ગનું બધું સ્વરૂપ ટૂંકમાં સમજાવવામાં આવે નહિં ત્યાં સુધી એમાં જાણવાનું શું છે એની ખબર પણ પડે નહિં. માટે શ્રીહરિરાયજી પહેલા સાત શ્લોકમાં પુષ્ટિમાર્ગના બધા સિદ્ધાંતો ટૂંકમાં સમજાવી દે છે. )

### સિદ્ધાંતોનું સૂક્ષ્મ સ્વરૂપ

**શ્રીકૃષ્ણઃ શરણં મમ**, એ અષ્ટાક્ષર મન્ત્ર વડે નામ ગ્રહણ કરીને શરણે જઈને અને ત્યારબાદ બ્રહ્મસંબંધ મંત્ર વડે શ્રીગુરુદેવ દ્વારા સર્વ સમર્પણ કરીને સેવા કરવી. બ્રહ્મસંબંધ થયાથી સેવાનો અધિકાર





પ્રાપ્ત થાય છે. માટે બ્રહ્મસંબંધ પછી અવશ્ય સેવા કરવી. સેવા કરી ક્યારે સાર્થક કહેવાય કે જ્યારે દેહ, ગૃહ, ધન, વગેરેનો ઉપયોગ શ્રીપ્રભુની સેવા વિના બીજે સ્થળે વિનિયોગ ન થાય. (દેહ વગેરેનો વિનિયોગ ન થવા માટે શરીરથી અને ધનથી શ્રીપ્રભુની સેવા કરો. એ પ્રમાણે સ્વ-તનથી અને સ્વ-ધનથી સાધનરૂપ સેવા કરતાં ફલસ્વરૂપ માનસી સેવા સિદ્ધ થશે. એ માનસી સેવા આ માર્ગમાં ફલરૂપ છે, એમ સમજવું. ૩

(सेवा सार्थकतासिद्ध्यै...तनुवित्तजा- એટલા અંશનો સરલ અર્થ દેહ વગેરેની સાર્થકતા માટે અને એનો અન્યસમ્બન્ધ છોડાવવા માટે તનુના અને વિત્તજા બન્ને સમન્વય કરી સેવા કરવી, એ પ્રમાણે થાય.)

**હવે સેવાના પ્રકાર અને ફલના સૂક્ષ્મ ભેદો ઉપદેશે છે.**

**सा प्रकारत्रयेणेति तेषां तन्मध्यपाततः ।**

**फलत्वमिति ते प्रोक्ताः सेवायां तु फलत्रयम् ।। ४ ।।**

માનસી સેવા ત્રણ પ્રકારે થાય છે, તેથી એના અધિકારી ત્રણ પ્રકારના છે : [૧]ઉત્તમ (ઉત્તમ અધિકારી શ્રીવ્રજસુંદરી જ છે.), [૨]મધ્યમ (મધ્યમ અધિકારી એ કે જે માર્ગની રીતિને અનુસરીને ભાવપૂર્વક સેવા કરનારા છે), અને [૩]કનિષ્ઠ (કનિષ્ઠ અધિકારી પોતાના સ્વાર્થ માટે ભાવ વિના માર્ગની રૂઢિ પ્રમાણે સેવા કરનારા છે.). આમ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણે અધિકારીના ભેદથી માનસી સેવાના એ ત્રણ પ્રકારો છે. એ ત્રણ પ્રકારો માનસી સેવામાં આવી જતા હોવાથી ફલરૂપ છે, એટલા માટે જ તે તે પ્રકારો કહ્યા છે. [૪]સેવામાં ત્રણ ફલ છે. ૪

([૪] આ સવિસ્તાર જાણવા માટે સિદ્ધાંત મુક્તાવલી અને સેવાફલ ગ્રંથ ટીકા સાથે વાંચવો જોઇએ. )

(અલૌકિક સામર્થ્ય, સાયુજ્ય, અને સેવોપયોગી દેહ આ ત્રણ ફલ દ્વારા માનસી સેવા સિદ્ધ થઇ શકે છે. માનસી સેવા ફલરૂપ છે, અને આ પ્રકારો ફલરૂપા માનસીની મધ્યમાં પડ્યા છે. માટે એ પ્રકારોને સેવાફલ વિવરણ નામના ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ सेवायां तु फलत्रयम् એ સ્થલે સેવાના ફલરૂપે નિરૂપ્યા છે. આવો અર્થ પણ આ શ્લોકનો થાય છે. *નોંધ : મૂલ શબ્દો* सेवायाः फलत्रयम् *એ પ્રમાણે છે. છન્દોદૃષ્ટિએ શ્રીહરિરાયજીએ સ્વલ્પ ફેરફાર કર્યો છે.*

**सेवा तु सा समानत्वात् सैवान्ते न विलक्षणा ।**

**फलतातः प्रकराणां पश्चादभावितयोच्यते ।। ५ ।।**





સેવા તો માનસી એકસરખી જ છે, માટે ફલરૂપ થયા પછી પણ એવી જ રહેવાની, વિલક્ષણ થશે નહિં. જે સેવા નિરંતર કરવામાં આવતી હોય તે જ સેવા પ્રભુની કૃપાથી ફલરૂપ બને છે, એટલે સેવામાં કાંઇ તફાવત પડતો નથી. એટલા માટે સેવાના બધા પ્રકાર ફલરૂપ છે, કેમકે આ પ્રકારો ફલરૂપ માનસી સિદ્ધ થયા પછી થાય છે. ૫

આ પ્રકારોને ફલરૂપ શા માટે કહ્યા એનું નિરૂપણ શ્રીહરિરાયજી આગલા શ્લોકમાં તેમ આ શ્લોકમાં કરી રહ્યાં છે. चेतस्तत्प्रवणं सेवा એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે. તદાનુસાર ચિત્ત શ્રીપ્રભુમાં પરોવાય એનું નામ સેવા; અને એ ફલરૂપ કહેવાય. હવે અલૌકિક સામર્થ્ય વગેરે જે જીવને પ્રાપ્ત થાય છે તે સેવારૂપ નથી, કારણકે અલૌકિક સામર્થ્ય અને ચિત્તને શ્રીપ્રભુમાં પરોવવું એ બે વસ્તુ નથી. તો પછી અલૌકિક સામર્થ્ય વગેરેને ફલરૂપ શા માટે કહ્યાં ? કારણકે પુષ્ટિમાર્ગમાં સેવા જ ફલરૂપ છે. આ પ્રમાણે કોઇ આશંકા કરે એના સમાધાન માટે શ્રીહરિરાયજી આ પ્રકારોની ફલરૂપતાનું સમર્થન કરી રહ્યાં છે.

**याद्दशं वरणं ताद्दक्प्रकारापन्नसेवना ।**

**मानसी फलरूपेति तारतम्येन चोच्यते ।। ६ ।।**

શ્રીપ્રભુને જેવું વરણ કર્યું હોય તેવા પ્રકારે સેવા પ્રાપ્ત થાય છે; એટલે કે શ્રીપ્રભુએ કૃપા કરીને જેવા ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ અધિકારનું દાન કર્યું હોય તેવી જ સેવા એ જીવ કરી શકે છે. એ જ સેવા પછીથી ફલરૂપ માનસી થાય છે, માટે ફલરૂપ માનસી સેવા અને એ પહેલાની સેવા એ બન્ને તફાવત સાથે કહેવાય છે, એટલે કે અધિકાર પ્રમાણે જે સેવા ફલરૂપ માનસી બને ત્યારે એ સેવા વિલક્ષણ છે એમ સમજવું. પહેલાંની સેવા જ ફલરૂપ માનસી થઇ જાય છે. ત્યાર પછી સેવાના સ્વરૂપમાં ફેરફાર થઇ જાય છે એમ ભાવાર્થ છે. ૬

(શ્રીપ્રભુએ જીવ પાસે જે પ્રકારે સેવા કરાવવી વિચારી હોય તે પ્રકારની તે સેવા જ્યારે માનસી સેવાનું સ્વરૂપ લે ત્યારે એ ફલરૂપ કહેવાય: માટે આ પ્રકારો સ્વરૂપ કરી ભિન્ન ભિન્ન છે, એટલે તે તે પ્રકારે સિદ્ધ થયેલી માનસી પણ ભિન્ન ભિન્ન કહેવામાં આવી છે. આ શ્લોકનો સરલ અર્થ આ પ્રમાણે છે, ફલિતાર્થ એ થયો કે કોઇ પણ પ્રકારે સેવા કરો, પરન્તુ એ જ્યારે માનસીનું સ્વરૂપ લે છે ત્યારે ફલરૂપા કહેવાય. )

...ક્રમશ:

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# સેવક-વૈષ્ણવો વિશેષ માર્ગદર્શન પોતાના શ્રીગુરુદ્વાર પ્રત્યે સામાન્ય વ્યવહાર

## શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીને માટે અલૌકિક શબ્દો બોલવા :-

સનાતન ધર્મની રીત કહો, માર્ગની પ્રણાલિ કહીએ, અથવા તો એક શિષ્ટાચાર કહીએ કે જ્યારે આપણે શ્રીગુરુદેવ અથવા તો શ્રીપ્રભુને માટે કોઇ વાત પ્રકટ કરતાં હોઇએ ત્યારે કોઇ લૌકિક શબ્દોથી આપશ્રીને સંબોધન ન કરવું જોઇએ. આપણે શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી માટે ક્યારેય તમે શબ્દ નો પ્રયોગ ના કરવો જોઇએ, તેને બદલે આપણે આપ શબ્દનો પ્રયોગ કરવોં જોઇએ. શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીના નામોચ્ચાર કરતી વખતે હંમેશા ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણે નામની આગળ **શ્રી** અવશ્ય બોલીએ અને નામના અંતમાં **શ્રી** અથવા **જી** નો ઉચ્ચારણ કરીએ. શ્રીગુરુદેવને માટે આસન તૈયાર હોય અને આપશ્રીને બિરાજવું હોય તો આપણે બેસવું ન કહેતા બિરાજવું એમ શબ્દનો પ્રયોગ કરવોં જોઇએ. જેમકે અમુક આપણે પારિભાષિક શબ્દ પ્રયોગ આમ છે.

| સાધારણ | પારિભાષિક |
|---|---|
| કામ કરવું | સેવા કરવી |
| એક સ્થાનેથી બીજી સ્થાને જવું | પધરાવું |
| એક સ્થાનેથી બીજે સ્થાને લઇ જવું | પધરાવવું |
| નીચે-ઉપર મુકવું | પધરાવવું |
| ધોવું | ખાસા કરવું |
| પગ | શ્રીચરણારવિંદ |
| હાથ | શ્રીહસ્ત |
| મોઢું | શ્રીમુખારવિંદ |
| આંખ | નેત્ર |
| નાક | નાસિકા |
| વાળ | કેશ |
| આંગળી | અંગુલી |
| કાળું | શ્યામ |
| કપાળ | લલાટ-ભાલ |
| ઊભું | ઠાડું |
| હથેળી | કરતલ |
| પગ-તળીયું | ચરણતલ |





## શ્રીગુરુદેવ તથા શ્રીઠાકોરજી અંગેના કેટલાક વ્યાવહારિક નિયમો :-

❖ શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીને પોતાની પીઠ થાય નહીં, તે રીતે બેસવું જોઇએ, અને પીઠ દઇને ઊભા પણ ન થવું જોઇએ.

❖ શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી સન્મુખ પોતાના પગ થાય-દેખાય તે રીતે બેસવું ન જોઇએ.

❖ શ્રીગુરુદેવ જે આસને બિરાજમાન હોય તે આસનને આપણો પગ ન લાગે તેનું ધ્યાન રાખવું જોઇએ, સાથેજ શ્રીઠાકોરજીના ઉપભોગમાં આવતી તમામ સામગ્રીને પોતાના પગ ન લાગે તેનું ધ્યાન રાખવું જોઇએ.

❖ શ્રીગુરુદેવના અને શ્રીઠાકોરજીના ગાદી-તકિયા-સિંહાસન વગેરેને અઢીને બેસવું ન જોઇએ, તેની ઉપર હાથ પણ ટેકવું ન જોઇએ, ન બેંસવું જોઇએ.

❖ શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી સન્મુખ પોતે કપડાં બદલવા નહિં.

❖ શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીના સૂકાવેલા વસ્ત્રો સાથે પોતાના વસ્ત્રો સૂકવવા નહીં કે મૂકવા નહિં.

❖ શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીના ઉપભોગના પાત્રો (વાસણો) સાથે પોતાના ઉપયોગમાં આવતા વાસણોને એકમેક કરવા નહિં.

❖ શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી સન્મુખ જૂતા-જોડા, ચપ્પલ, મોજા, કમરપટ્ટો પહેરીને જવાય નહિં. અને જ્યારે તેને બહાર કાઢીએ, ત્યારે પ્રથમ પોતાના હાથ ધોઇ પછી જ સન્મુખ જવું.

❖ શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી સન્મુખ ઊંચા આસને બેસવું નહિં, અને બેસાય પણ નહિં.

❖ શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજી સન્મુખ ખાન-પાન વગેરે કરવું નહિં. જો પ્રસાદ પણ આપણા હાથમાં અથવા દોના (પડીયા)માં દેવામાં આવે તો શ્રીગુરુદેવ અને શ્રીઠાકોરજીથી આજ્ઞા લઇ અન્ય સ્થાને જઇ ગ્રહણ કરવું, અને ત્યાર બાદ મો-હાથ સ્વચ્છ પાણી વડે સાફ કરી, મો-હાથ લુછી ત્યાર બાદજ સન્મુખ જવું.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

**જેમ જેમ વિરક્ત થાય તેમ તેમ શ્રીભાગવતનો અધિકારી થાય છે.** શ્રીસુબોધિનીજી ૧.૨.૧





# શુદ્ધાદ્વૈત માર્તણ્ડ

## ।। ગોસ્વામી શ્રીગિરિધરજી મહારાજ ।।

અનુવાદક : છગનલાલ અમરજી શાસ્ત્રી

...ગતાંકથી આગળ

मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।

इति वाक्यात्तु भक्तानामविद्याविनिवृत्तितः ।। ८५ ।।

अलौकिकाकारसिद्धयै प्रवेशो हरिणोदितः ।

જેઓ મારે જ શરણે આવે છે તેઓ એ માયાને તરે છે, એ વચનોથી ભક્તોની અવિદ્યાની વિશેષ કરીને નિવૃત્તિ થવાથી અલૌકિક આકારની સિદ્ધિને માટે પ્રવેશ થવાનું ભગવાને કહેલું છે.

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।। ८६ ।।

यं प्राप्य न निवर्तन्ते तद्धाम परम् मम ।

इति वाक्येन भगवद्गृहं ब्रह्मा प्रकीर्तितम् ।। ८७ ।।

અવ્યક્ત અક્ષર એવી રીતે કહેલું છે. તેને પરમગતિ કહે છે. જેને પ્રાપ્ત થઈને નિવૃત્તિ થતી નથી તે અક્ષર બ્રહ્મ મારું ઉત્તમ ધામ (ઘર) છે, એ વચનો વડે અક્ષર બ્રહ્મ ભગવાનનું ઘર છે, એમ કહેલું છે.

पुरुषः स परः पार्थ! भक्त्या लभ्यस्त्वनन्यया ।

इत्यग्रिमेण वाक्येन गेहाधीशो निरूपितः ।। ८८ ।।

હે પાર્થ! તે પરમપુરુષ અનન્યભક્તિથી જ મેળવી શકાય છે. એ આગળનાં વચનો વડે (શ્રીગીતાજીમાં) ગૃહ (ઘર)ના અધિપતિનું નિરૂપણ કરેલું છે.

भक्त्या लाभो हि निर्दिष्टो भक्तिश्चाचार्यसंश्रयात् ।

श्रीमदाचार्यचरणभजनादेव नान्यथा ।। ८९ ।।

શ્રીપુરુષોત્તમનો લાભ ભક્તિ વડે થાય છે એમ કહેલું છે; અને ભક્તિ શ્રીમહાપ્રભુજીની સારી રીતે આશ્રય કરવાથી થાય છે. એટલે શ્રીમહાપ્રભુજીના ભજનથી જ ભક્તિ પ્રાપ્ત થાય છે, તે સિવાય થતી નથી, એ તાત્પર્ય છે.





ब्रह्मभावं तु सम्पाद्य परमानुग्रहाद्विभुः ।

गृहस्थितं स्वीयजीवं समुद्धरति यत्नतः ।। १० ।।

બ્રહ્મભાવનું સંપાદન કરીને જેમના ઉપર પરમ અનુગ્રહ છે, તેવા જીવને અનુગ્રહથી, સમર્થ એવા ભગવાન પોતાના ગૃહરૂપ અક્ષરબ્રહ્મમાં રહેલા પોતાના જીવનો ઉદ્ધાર કરે છે.

उद्धृतौ परमक्लेशो विरहानलसम्भवः ।

यदा देहादिनाशाय समर्थो जायते तदा ।। ११ ।।

निजं श्रीमत्कृष्णचन्द्रः स्वाधिकारानुसारतः ।

परमानन्दलीलां तामनुभावयिता प्रभुः ।। १२ ।।

જીવનો ઉદ્ધાર કર્યા પછી તેને વિપ્રયોગ બહુ થાય છે, તે વિપ્રયોગરૂપ અગ્નિથી જેની ઉત્પત્તિ છે એવો પરમ ક્લેશ જ્યારે દેહાદિકનો નાશ કરવામાં અસમર્થ થાય છે ત્યારે શ્રીમત્કૃષ્ણચન્દ્ર પ્રભુ તે જીવના અધિકાર પ્રમાણે પ્રસિદ્ધ એવી પરમાનંદ લીલાનો અનુભવ કરાવે છે.

इति श्रीवल्लभाचार्यचरणाब्जकृपाभरात् ।

प्राप्यते नान्यथा चैतद्ब्रह्मादीनां सुदुर्लभम् ।। १३ ।।

એ બ્રહ્માદિકને પણ અત્યન્ત દુર્લભ એવું પરમાનંદનું આસ્વાદન તે એક શ્રીમહાપ્રભુજીના શ્રીચરણારવિંદની કૃપાના બળથી જ પમાય છે. તેને પામવાનો બીજો ઉપાય નથી.

ये तु ज्ञानैकसन्निष्ठास्तेषां तु लय एव हि ।

भक्तानामेव भवति लीलास्वादोऽतिदुर्लभः ।। १४ ।।

જેઓ કેવલ જ્ઞાનમાં જ નિષ્ઠાવાળા છે તેઓને તો લય જ થાય છે, અને અતિ દુર્લભ એવો લીલાસ્વાદ તો ભક્તોને જ થાય છે.

इतिश्रीश्रीमदाचार्यचरणाब्जप्रसादतः ।

प्रोक्तं गिरिधरेणेदं पश्यन्तु हरिभावुकाः ।। १५ ।।

એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીના શ્રીચરણારવિંદની કૃપાથી શ્રીગિરિધરજીએ રચેલા આ શુદ્ધાદ્વૈત માર્તંડને ભગવાનમાં ભાવવાળા ભક્તો વિચારે.

सूर्योदये शींतमपैति सर्वं मार्गावलोको जलजप्रकाशः ।

तमोनिवृत्तिर्द्विजकर्मवृत्तिस्तथैव मार्तण्डनिबन्धबोधे ।। ९६ ।।

સૂર્યનો ઉદય થાય ત્યારે સર્વ શીત નિવૃત થાય છે, માર્ગ પ્રકટ દેખાય છે, કમલનો પ્રકાશ થાય છે, અંધકારની નિવૃત્તિ થાય છે, અને બ્રાહ્મણોના કર્મની પ્રવૃત્તિ થાય છે. તેવી રીતે શુદ્ધાદ્વૈત-માર્તંડના બોધ વડે પણ થાય છે.

इतिश्रीमुकुन्दरायसहजमाधुरीपरमानिर्वचनीयसरसवदनतामरससुधाहृदावगाहिश्रीमदाचार्यकृपापारसार

श्रीमत्प्रभुचरणात्मजश्रीयदुनाथकुलोद्भवगोस्वामिश्रीगोपालात्मजनुषा श्रीगिरिधरेण विरचितः

शुद्धाद्वैतमार्तण्डः समाप्तिमफाणीत् ।

આ સાથે શ્રીમુકુન્દરાયજીમાં સહજ માધુર્યભાવ સાથે જે જેમનું વદન અનિર્વચનીય છે, તેમના સુધારસ વહેવનાર શ્રીમહાપ્રભુજીની કૃપાપારનો સાર, શ્રીગુસાંઇજી પ્રભુચરણના ષષ્ઠાત્મજ શ્રીયદુનાથજીના કુલમાં પ્રકટ થયેલ શ્રીગોપાલજીના આત્મજ શ્રીગિરિધરજી વિરચિત શુદ્ધાદ્વૈત માર્તંડ ગ્રંથ અહીં સમાપ્ત થાય છે.

આ સાથેજ કાશીવાળા શ્રીગિરિદરજી વિરચિત શુદ્ધાદ્વૈતમાર્ત્તણ્ડ નામક ગ્રંથ અહીં સંપૂર્ણ થાય છે. આપણે સૌએ આ ગ્રંથને આટલા સમયથી ભણી રહ્યાં છીએ. આ ગ્રંથ આપણને આપણા સંપ્રદાયની ઓળખ પ્રદાન કરે છે. શ્રીમહાપ્રભુજીના માર્ગની સારાંશમાં એક રૂપરેખા સ્વરૂપે આ ગ્રંથ આપણને પ્રાપ્ત થાય છે. શુદ્ધાદ્વૈત મત અન્ય મતોથી પર છે, ઉત્તમ છે, તે સમજવા માટે આ ગ્રંથ ખૂબજ ઉપયોગી છે. વારંવાર આ ગ્રંથ અભ્યાસ કરવા યોગ્ય છે. હવે પછી આ લેખમાળામાં આપણે પુષ્ટિશિખર નામક ગદ્યાત્મક પ્રસંગોપાત માર્ગીય ઉપદેશ પ્રકટ કરતું ગ્રંથ છે. સંપ્રદાયના વિદ્વાન એવા ગો.વા.મગનલાલ ગ.શાસ્ત્રી વિરચિત આ લેખમાળા છે. આપણે આગળ આ લેખમાળા ભણીશું. સમજવાનો પ્રયાસ કરીશું કે શ્રીમહાપ્રભુજીના માર્ગની ઊંચાઇ કેટલી છે, કેવી છે?

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

**ભગવાનના ધર્મો હૃદયમાં પ્રવેશ કરે ત્યારે ભય દૂર થાય છે કારણકે સર્વથી બલવાનને ભય હોતો નથી, અને બલ ભગવાનનું જ છે.** (શ્રીસુબોધિનીજી ૧.૨.૨)





# સત્સંગ સૂધા

## સત્સંગની ખરી મજા દૂરથી જોવાથી નહિં, પણ એમાં તરબોળ થવાથી જ સમજાય છે

શિયાળાના દિવસોમાં ન્હાવા માટે આપણે જ્યારે નદીમાં કે તળાવમાં ઊતરીએ છીએ, ત્યારે પ્રથમ પાણી બહુ ઠંડું લાગે છે. થોડા થોડા પગ ભીંજાય ત્યાં સુધી પણ ન્હાવાનું મન થતું નથી. કમર સુધી પાણીમાં ઊતરીએ તો પણ ઠંડી લાગ્યા કરે છે, પણ જ્યારે પાણીમાં ડૂબકી મારી દઈએ ત્યારે ટાઢ ઊડી જાય છે અને ખૂબ ચોળી-મસળીને ન્હાવાનું મન થાય છે, તથા તરવાની ઈચ્છા થાય છે. તેવી જ રીતે શરૂઆતમાં સત્સંગ કરવો તથા ધર્મ પાળવો આપણને કઠિન લાગે છે, પણ જ્યારે તેમાં ભળી જઈએ છીએ ત્યારે તેમાં ઊંડા ઊતરીએ ત્યારે આપણી મુશ્કેલીઓ ભાગી જાય અને આપણને આનંદ આનંદ થાય છે. સત્સંગની ખામીને લીધે આપણામાં ધર્મની તીવ્ર લાગણી જાગૃત થયેલી નથી, એજ આપણો શિયાળો છે ને તેથી જ ધર્મનું શાંત જળ આપણને ટાઢું લાગે છે; પણ એ ટાઢ બહાર હોઈએ ત્યાં સુધીની જ છે. અંદર ઊંડા ઊતર્યા પછી તો તરવામાંજ મજા પડે છે. તેવું જ સત્સંગને માટે તથા ધર્મને માટે પણ સમજવાનું છે. આપણે જ્યાં સુધી હરિજન થયા નથી, ત્યાં સુધી જ ધર્મ પાળવો કઠિન લાગે છે, પણ જ્યારે નિશ્ચય કરીને તેમાં કૂદી પડીએ ત્યારે એ મુશ્કેલીઓ એની મેળેજ ભાગી જાય છે. માટે નજીવી અડચણોથી નહિં ડરી જતાં સત્સંગથી પાળ ઉપરથી ધર્મના ઝરામાં કૂદી પડો. એમાં ટાઢ નથી પણ આનંદ છે, ઠંડી તો બહાર ઊભેલાંઓને છે, અંદર રચેલાઓ માટે તો આનંદજ છે, એ યાદ રાખવા જેવું છે.

# શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યકત બત્તિસ લક્ષણ

## અષ્ટાવિંશમો લક્ષણ : - અસમર્પિત વસ્તુ ન લેવી

અબ અષ્ટાવિંશમો લક્ષણ કહેત હેઃ જો વૈષ્ણવકો કાહુકે સંગ ન કરવી. અપને શ્રીઠાકોરજી કી રસોઈ જુદી કરની. પવિત્રતાસોં કરે ભોગ સમર્પનો. પાછે આપ મહાપ્રસાદ લેનો. યા ભાંતિ વૈષ્ણવકો યોગ્ય હે. જો કુટુંબ પુત્રાદિકમેં રહિત (રહીને) હુ જીયે તો (ભેગો રહીને જીવન ગાળે તો) જો મનુષ્ય અસમર્પણી હોઈ સો શ્રીઠાકોરજીકી રસોઈ ન કરે, યા રીતિ સો રહેનો. ૨૮

।। ઈતિ શ્રીઅષ્ટાવિંશમો લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# આશ્રયકો પદ

## શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

હમારે શ્રીગોકુલેશ અલબેલો;

શરદ પૂનમકો સુધાકર કહીયે મેરે મન રંગરંગીલો ।। ૧ ।।

લટપટી પાઘ અટપટી બાંધી તોરો અજબ ઝૂકેલો ।

**વિઠ્ઠલ**કે પ્રભુ કોટિ કામ છબીરસ વૃષ્ટિ રંગરેલો ।। ૨ ।।

**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।**

**अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ।।**

*સમગ્ર શાસ્ત્રો ભગવાનનું જ નિરૂપણ કરે છે. તેમજ ભગવત્કથાનું શ્રવણ કરવું, તેનું નામ **શ્રવણ**. શ્રીપ્રભુનાં નામ, અને ગુણ, ચરિત્રોનું કીર્તન કરવું તેનું નામ **કીર્તન** છે. તથા ભગવન્નામનું ચિંતન તે **સ્મરણ** તથા જ્યેષ્ઠાભિષેકાદિ તે **પાદસેવન** તથા **અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય** અને **આત્મનિવેદન**, એ નવધાભક્તિ જે કરે છે, તેને જ દેહધારી કહેવો. અન્યથા તે આત્મઘાતી છે. વાસ્તવિક રીતે જણાવવાનું કે આવી રીતે નવધાભક્તિ કરી **પ્રેમલક્ષણા ભક્તિ** સિદ્ધ કરી શ્રીપુરુષોત્તમપ્રાપ્તિ કરવી તે જ મુખ્ય કર્તવ્ય છે.*

।। શ્રીગોકુલનાથ કી જય ।।

।। શ્રીગોકુલનાથ કી જય ।।

|| ShriGokulesho Jayati ||

# Shrimad Vallabhacharyaji – His First Pilgrimage

(Expression by Prof. Jethalal G Shah)

## His First Pilgrimage :-

The party first proceeded to Chitrakuta and then moved to Champaranya where he gave discourses on the Shrimad Bhagwata. Then he directed his course to Siddhipada Vriddhunagar and Stambhadipura and finally reached Agrabiara where the sacred thread ceremony of his younger brother Keshava was performed. Next, he visited Mangalaprastha where he had a discussion with one, Dhondi who maintained that sacrificial cult was the only means of Liberation. Dhondi anxious to hear ShriVallabhacharya's views on this subject had a discussion with him as follows :

Dhondhi : Do you believe in the Vedas, the Gita and Purva Mimansa?

ShriVallabhacharya : Yes.

Dhondi : Then why do you preach Devotion and not Sacrifice as a means of religious life. Do you not agree that sacrifice is also taught by the Vedas, the Gita and the Purva-Mimansa.

ShriVallabhacharya : Yes. These scriptures do teach sacrifice. I too, accept sacrifice as one of the means of God-realisation. There is no question of rejecting it. But as a means of religious life sacrifice is not as important as Knowledge and devotion. It is important to know that it is only the Purva Kanda of the Vedas that teaches sacrifice while the latter part of the Vedas stresses knowledge exclusively. Also Sacrifice is deprecated in the Shrutis, where it is compared with a frail boat which proves useless in crossing the ocean of mundane life. The Purva-Mimansa teaches only sacrifice-to the exclusion of Knowledge and in this way fails to do full justice to the truth of the Vedas. The Gita, no doubt supports sacrifice but it mentions other means also such as Knowledge, Worship, Devotion, Mind-control. It is condemned in the ShriGita (2. 42-43), if it is performed with the hope of obtaining heavenly bliss. It is not guarantee eternal bliss. In the ShriGitaji 4.37, knowledge is regarded as superior to work (sacrifice). The Gita no doubt mentions all the means, such as work (sacrifice), knowledge and mental discipline, but in Gita 4.46-47, and in subsequent verses it recommends devotion as the supreme means. It is for this reason that we lay emphasis on devotion. However, we do not totally reject the cult of sacrifice. We recognize its usefulness for self-purification which is indispensable to the seeker of God. But since the way of sacrifice (Karma Kanda) has for its





goal heavenly bliss, we shun it. Our goal is only God-realisation through knowledge, etc. Again the sacrificial cult has degenerated into the slaughtering of animals. You must know that the killing of animals (Himsa) is a great sin against God.

On hearing this, Dhondhi could argue no further but bowed reverentially and departed.

Countinuing his journey, he reached Kundinpura, where a distinguished scholar sought an interview with him for a debate on the reflection-theory of ShriShankara. After a preliminary exposition by the scholar of his view, he had the following discussion with him.

ShriVallabhacharya : The theory of ShriShankara, has no support in the Upanishads, the Gita, the BrahmaSutras of the ShriBhagwata. It is simply a myth of ShriShankara and I believe he alone is responsible for the idea. Please tell me - What is the nature of Brahman ?

The Scholar : Brahman is Nirakara (formless).

ShriVallabhacharya : Well what do you think of Maya in which Brahman is reflected as in a mirror ? Is it clean or unclean ?

The Scholar : Unclean.

ShriVallabhacharya : Has Maya a beginning ?

The Scholar : No.

ShriVallabhacharya : Now listen, you are caught in the net of your own argument. Tell me, can a thing which is formless be reflected, in a mirror ?

The Scholar : NO.

ShriVallabhacharya : Listen to my rebuttal of the reflection theory.

Firstly, I ask you, how can Brahman who is formless be reflected in Maya ?

Secondly, you know that for a reflection of any object the mirror must be clean but your Maya is unclean.

Thirdly, if as you say, Maya is a screen enveloping Brahman, how can any object, veiled or unveiled by a screen produce a reflection?

To me your views seem to be illogical.

On hearing this ingenious reply, the opponent who had tested ShriVallabhacharyaji's learning was overwhelmed with admiration for him. It struck him that he would make a mark

as an original thinker and a founder of a new philosophical school. He took his leave with a reverential bow.

Subsequently, ShriVallabhacharyaji proceeded to Kalasri, where He was involved in a philosophical discussion on the Khyativaad (The Doctrine of Error) with some scholars who desired to ascertain his view on that subject. ShriVallabhacharyaji explained various kinds of Khyatis, resorted to by the Buddhists and the followers of Samkhya, the Naiyayika, the Vaisheshika and the Mimansa schools.

He repadiated the explanations given by the schools just referred to. According to Him, a misconception does not deny the existence of the reality of the **objects** involved. For example, a rope may be mistaken for a snake. This does not negate the reality of the two objects. It is the obscuration of the Sattva quality of the intellect that projects a different image. A misconception does not challenge the ultimate reality of the world. Thus the world which is Brahman is wrongly considered to have no ultimate reality. The fact is that the world is only the SAT (*sat, chit and ananda are the three aspects of Brahman's manifestations. Sat implies existence as such, Chit life, force And Ananda bliss.* ) aspect of Brahman and as such it is real. The world is falsely imagined as having a separate existence. The Scholar was perfectly satisfied with this explaination.

ShriVallabhacharyaji's next stopping points were Vyankateshwara and Lakshmana Balaji. Here, one Ravinatha tested his learning in the Vedas particularly in his knowledge of the Vedic Mantras. ShriVallabhacharyaji correctly recited hundred mantras, not only from beginning to end but also in the reverse order. Then he was questioned about the true nature of Tamas (darkness). ShriVallabhacharyaji explained Tamas as a negative quality, that is to say, absence of light, not as a positive quality as conceived by the Vaisheshika School. It was particularly in this town that he made a strong impression on the public as an embodiment of knowledge. He was now applauded as a Bala Saraswati.

**Vijayanagar** : -

At ShriLakshmana Balaji, news came to him about a sensational debate being conducted at Vijayanagar between the Vaishnavites of ShriMadhva and the ShriShankarites, over the philosophical question whether God is dualistic or non-Dualistic. The controversy had been dragging on for several days, with successful wavering between the two parties. Hearing, that the Mayavadins, at a certain stage, were scoring a victory over their opponents,





ShriVallabhacharyaji determined to participate in the discussion with a view to turning the scales in favour of Vaishnavaism believing that the victory of the Mayavidins would deal a fatal blow to Vaishnavism in the south. He felt that it was not only his duty but also a divine call to uphold the ShriMadhva cause at Vijayanagar.

Vijayanagar was at this time the most important Hindu Kingdom in India. It was like a small empire in the South with its sovereignty over many states. The city of Vijayanagar itself, built on the banks of river Tungabhadra, had a circumference of nearly sixty miles. Its might and power matched its size. It attracted people from all parts of India for its fine palaces, roads and temples, of which tere were about four thousand. It was like a strong hold of Vaishnavism. When ShriVallabhacharyaji visited it, it was ruled by King Narsimha, But Krishnadevraya was the virtual ruler. He and his wife were devout Vaishnavites, followers of ShriMadhava. Although the royal family followed Vaishnavism, they still maintained a policy of catholic toleration towards other sect. The rulers of Vijayanagar were all esteemed as champions of Hinduism.

ShriVallabhacharyaji informed his maternal uncle (mama) who held a high position of the King's Priest at Vijayanagar about His visit to that place. His uncle secured permission from the ruler to allow ShriVallabhacharyaji to participate in the discussion. The ruler was not particularly interested in enquiring into ShriVallabhacharyaji's learning. Vyas-Tirtha who presided over the discussions and other learned Pandits escorted ShriVallabhacharyaji to the conference-hall. At the commencement of the sessions, Krishnadeva introduced him to the assembly, saying, *Here is a new participant in the discussion, by over permission. Though young in years he is old in wisdom and well versed in all the branches of learning, so as to deserve the well earned epithet of Bala-Saraswati, from all Scholars. I am sure you will give him the opportunity of discussing the question which is before the assembly*. ShriVallabhacharyaji then stood up the enquired from the President of the Conference, the points to be discussed. Vyasa-Tirtha informed Him that the controversial points to be discussed and decided mainly related to the nature of Reality (Brahman), the relationship of the soul, and the world of Brahman (God) and the doctrine of Maya (illusion). He then briefly summarized the view-points of both the sides. Actually it had been a cause of conflict between the Dualistic school of ShriMadhva and the Non-dualistic school of ShriShankara. ShriVallabhacharyaji was a non-dualist but his non-dualism was quiet different from that of ShriShankara. Hence ShriVallabhacharyaji had no direct concern with the issue except as a representative of the





ShriMadhava school of Vaishnavism and as a God-inspired supporter of ShriBhagwata. ShriVallabhacharyaji observed the whole situation and started to introduce His point of view when Vidya-Tirtha interrupted Him, seeking clarification of the scriptural basis or authority of His argument. ShriVallabhacharyaji replied, *I rely on the Vedas, the Gita, The Brahma-Sutras and ShriBhagwata as authorities concerning the knowledge of God*. To this Vidya-Tirth objected and quered him *When the Vedas and Brahma-Sutras are sufficient, why do you take ShriBhagwata also as an authority? We do not accept it.* ShriVallabhacharyaji retorted, *You may not accept it but I do. The Bhagwata does not say anything which is not taught in the first 3 scriptures. Besides, it clarifies certain obscure matters of Vedas and the Gita : The authority of the Puranas is accepted by the Upanishads also. The Brihadranyaka Upanishad mentions that the Purans like the Vedas are the breath of God. The Chhandogya Upanishad regards it as the Fifth Veda. We Vaishnavas regard devotion as a means of God-Realisation. The Puranas and particularly the Bhagwata give a pre-dominent place of Devotion. The author of ShriBhagwat calls the Gayatri , the seed and the Vedas a tree, but ShriBhagwata is considered as it's fruit. ShriBhagwata is, as it were, a running commentary on the truths of the Vedas. It is for this reason that I include ShriBhagwata in the list of scriptural authorities.*

Vidya-Tirtha again querried : What proofs of knowledge do you accept?

ShriVallabhacharyaji replied : Well, Hear me please. I know there are different opinions regarding the proofs of knowledge. The Nyaya, and the Vaisheshika schools accept only four proofs-Perception, Inference, Analogy and Verbal testimony. The Mimansa school adds two more-Implication and Negation. These proofs are useful as far as knowledge of the objects of this world are concerned but for the knowledge of God, they are useless. I do not accept even the verbal testimony of human beings because it leads to misapprehension and contradictions. Besides, the verbal testimonies of men differ from one another and one is at a loss to decide as to whose testimony to accept. Therefore, I accept the verbal testimony of the scriptures only for the knowledge of God, and they are four, i.e. the Vedas, The Gita, The Brahma-Sutras and ShriBhagwata. Other sacred books supporting them are also acceptable to me. My point is that our arguments must be based on the above scriptures only. If you do not accept these authorities, then I have no mind to the proceed in this matter.

When he ended His speech with the last words there was absolute silence in the assembly hall. Every one in the assembly admired the holdness of his manner in putting his case before the Assembly.

After a brief pause, He resumed, *I am sure you have accepted my conditions. Now I shall take up the first point which is one of the main issues regarding the nature of Brahman. I would like to know the view point of the ShriMadhva School on this.*

***.....to be continued***

## Some Quotes – Understanding ShriVallabh Sampraday




- Shri Vallabh Sampradaaya-Pushtimaarg is a Vedic religion belonging to the Vedanta school of thought.
- The basic proof or evidence is the words of the Veda-Shaastras as defined by the founder Acharya.
- Lord Shri Krishna is considered as the supreme godhead and the only reality. The Brahman, the Parmaatman and Bhagvaan are three names given to this highest reality.
- The supreme godhead can be realised only through the means of Bhakti and Prapatti.
- The Form of Shri Krishna as depicted in the Vraj Lilas in Shrimad Bhaagavat Mahaapuraan is the Form/Swaroop worshipped in Shri Vallabh Sampradaaya-Pushtimaarg.
- Seva-puja and kathaa are absolutely a personal way of Pushtimaargiya Saadhana and therefore can never be made the subject of public worship, public interference, public appearance or public exhibition as any object of a person's personal ownership in a residential house can never be declared as public or used as public.
- Unlike any other Sampradaaya, in Pushtimaarg, personal mode of worship is an established mode of worship by tenets, tradition, custom and usages.

- The Swaroop of Shri Krishna is not an object but it is handed over to a Saadhak as his 'Nidhi' (a person's true wealth). For e.g. as we consider our son-daughter or beloved or any member of our family as our true living wealth and if the situation asks, infact, we are ready to give up our life for them. Seen from this standpoint, just as a person's most dear and loved ones can never ever become a public property similarly for a Pushtimaargiya Saadhak, his/her Swaroop can never ever become public!
- The only right and conducive place for performing seva is one's own house and none else.
- Every Saadhak in Pushtimaarg is given his/her own Swaroop for worship and in this regard an Acharya-Guru or an ordinary disciple is no exception to this rule. This individual Swaroop is considered as a exclusive manifestation of Lord particularly for this Saadhak. This Swaroop is known as 'Bhaktodhaarak' in Shaastras in contrast with the 'Sarvodhaarak' aspect of the Lord.
- An Acharya-Guru is the receptor and not a teacher in the ordinary sense of the term as understood in the current times. Imparting the knowledge and showing the path of god realisation are not his obligation in the sense of his duties but are obligations in the sense of necessity for him to achieve the meaningfulness of his existence of what he is.
- The question of endowment should be given a serious thought in the context of Shri Vallabh Sampradaaya-Pushtimaarg. The endowment can never be accepted in the simple meaning of the term. For endowment is not **दान/भेट** in its usual sense for the reason that **दान/भेट** is the transfer of ownership to the donee whereas **आत्मसमर्पण** is a very strong acceptance and commitment of a person as a **दास** in relation to the **परमात्मा** Shri Krishna as the **स्वामी** with the deepest feeling of love and dedication. **आत्मसमर्पण** is the allocation of one's entire property movable and immovable besides one's **देह इन्द्रिय प्राण अन्तःकरण** and **आत्मा** along with his/her children, wife, husband, elders to Shri Krishna as swami and make a strong dedication as Das to serve Shri Krishna with whatever he/she possesses. So it is not a transfer of legal ownership on the contrary it is a deep ACCEPTANCE of and COMMITMENT with the lord for an eternal bond of Swami-sevak relationship. The acceptance of voluntary servitude rather than a service executed mercenarily and appeasement with give and take. There are clear injunctions of tenets not to accept **दान/भेट** for Swaroop and seva for doing so would make the Saadhak a sinner and would count as a sacrilegious act. Therefore it follows that by the very prohibition of the tenets, tradition and customs of Shri Vallabh Sampradaaya-Pushtimaarg, endowment in the sense of **दान/भेट** can never be allowed. The seva can only be performed with **समर्पण .**

- A person may put aside his/her total wealth or a portion of it to make a private trust of the same for the exclusive use of one's own seva as in the instance of one's family or any family member. I presume that by simply doing so can never convert this personal allocation of the personal wealth for the personal deity an act of endowment in the usual sense. Either the allocation of money etc. has got to be of personal nature i.e. of the ownership of the Saadhak or the endowment in any other nature would fall out of the discipline of Shri Vallabh Sampradaaya-Pushtimaarg and would tentamount to the direct violation of the commands of the founder Acharya. So if we treat the endowment in the usual sense, we do not remain a devotee of Shri Vallabh Sampradaaya-Pushtimaarg which is our right under the constitution for free worship. Therefore this subtle aspect needs your proper deliberation and elucidation for there must be some way out.
- In our Sampradaaya, the means of livelihood for an **Acharya-Guru** (**गुरुत्व या आचार्य-गुरु होना ही योग्य आजीविका है** ) is the very profession of his being so and is considered as the only moral and ethical mode of earning. Like an academician or any professional, his/her being so is the very source of his/her livelihood, in other words whatever he earns after imparting the knowledge to the students, the money he receives in return is his professional income similarly an Acharya-Guru imparts the spiritual and religious knowledge and guides the aspirant on the transcendental path. In return, money offered by the disciple/shishya as a token of respect unto the feet of the Guru is considered his professional income. It has no relation to the Deity worshipped by the Acharya-Guru. So the clear principle is that in our Sampradaaya, **seva-puja is never accepted as the means of livelihood, instead it is in the very capacity of being an Acharya-Guru that a persons earns his livelihood**.
  - ✓ (A special treatise has been written by a great scholar of our Sampradaaya to through light on the subject of livelihood of an Acharya-Guru)
  - ✓ There is a vast body of works written by the founder Acharyas with learned commentaries (all available in print) on them to prove the above mentioned facts. Furthermore, the tenets, tradition and customs are widely prevalent and practised by the adherents of Shri Vallabh Sampradaaya-Pushtimaarg even to this day.

*collection:- das gopal, jai jai shrigokulesh parivaar, baroda.*

મદભર્યો હાથી ને લાલ અંબાડી, ફુલડાંનો સેહરો મેલો વલ્લભવર,
ગોકુલોના રાજવી; ગોકુલના રાજવીને મથુરાના પાટવી.
શોભા બહેનજીના વીરરે-વલ્લભવર ગોકુલના. ૧
તમને તે કોણ કોણ કહાવી મોકલે ? તમને તે મોહનભાઈજી કહાવી કહાવી મોકલે,
જોઈએ તો સમૃદ્ધિ અમારી લેજો. ગોકુલના. ૨
તમને તે કોણ કોણ કહાવી કહાવી મોકલે ? તમને તે ગોકુલભાઈજી કહાવી કહાવી મોકલે,
જાનૈયા જોઈએ તો અમારા લેજો. ગોકુલના. ૩
તમને તો કોણ કોણ કહાવી કહાવી મોકલે ? તમને કો માધવદાસ કહાવી કહાવી મોકલે,
કાંઈ છત્ર જોઈએ તો અમારૂં લેજો. ગોકુલના. ૪
તમને તો કોણ કોણ કહાવી કહાવી મોકલે ? તમને તે મોટા ભાઈજી કહાવી કહાવી મોકલે,
સુખપાલ જોઈએ તો અમારી લેજો. ગોકુલના. ૫
તમને તો કોણ કોણ કહાવી કહાવી મોકલે ? તમને તો વલ્લભાઈજી કહાવી કહાવી મોકલે,
ઘોડીલા જોઈએ તો અમારા લેજો. ગોકુલના. ૬
તમને તો કોણ કોણ કહાવી કહાવી મોકલે ? તમને તે બહેનજીરાજ કહાવી કહાવી મોકલે
જાનડીઓ જોઈએ તો અમારી લેજો રાજ. ગોકુલના. ૭
તમને તે વૈષ્ણવ કહાવી કહાવી મોકલે, કીરતનીઆ જોઈએ તો અમારા લજો.
ગોકુલના રાજવીને મથુરાના પાટવી. ૮



# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીનિર્જલા એકાદશી વ્રત